જાતે વિકાસ સાધીએ આત્મનિર્ભર બનીએ

આકાશવાણીનો કાર્યક્રમ

# આદિજાતિ માટે

ના અંતર્ગત

ભાષા સંશોધન–પ્રકાશન કેંદ્ર દ્વારા પ્રાયોજિત

# આપણો વિકાસ આપણા હાથે

આપણા જ ભાઈ–બહેનોએ બનાવેલો
આપણો કાર્યક્રમ

રેડિઓપર અચૂક સાંભળશો
વડોદરા કેન્દ્ર, પ્રાયમરી ચેનલ પર
દર મંગળવારે સાંજે ૬–૪૫ થી ૭–૦૦

## આદિવાસી ચેતનાનું સામયિક

રાઠવી આવૃત્તિના સંપાદકો
સુભાષ ઇશાઈ
નારણ રાઠવા
હેમસિંગ રાઠવા
ચેતન રાઠવા

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

વ્હાલા વાંચનાર,

આ પહેલાની 'ઢોલ' ચોપડીઓ ઘણીક વોંચી ઓહે ને ઘણીક વાર્તાઓ, વાતુ અન અલગ-અલગ રિત-રિવાજો વોંચીયા ઓહે. હાલ આ ચોપડી પુણ આપુણ બીજી વાર્તા લીને આવલી સે. આ ચોપડીમે આપણા એતરે કે આપુણ ઘરતીમાડીની વઘાર વાતુ આવલી સે. બીજા ઘણા લોકોની આપુણને ઘરતીમાડીની ખબેર સે. પુણ આ વખતમેં આપુણ પોતાની ઘરતીમાડીની વાતુ પુણ કરેલી સે. એ વાતુ બીજા લોકુને ખબેર પડવી જોવે. એતરે જ આ ચોપડીમે આપુણ ઘરતીમાડીની વાતુ કરવામે આવેલી સે. આદિવાસી માટેના કાયદાઓની વાતો પુણ કરવામે આવેલી સે. તે વોચીને આપુણને તે માટેના કાયદાની આપુણને ખબેર પડવી જ જોવે. આદિવાસીનો પોતાનો સમાજ સે ને એવા સમાજમે જો અલેગ અલેગ વગડા હંગાથનો સંબઘ સે તીમે આદિવાસી વગડાના સંબઘ જોડેલો સે. તીનાની વાત પુણ કરવામે આવેલી સે.

એક વાત એમ સે કે બદા હાવ માનતા પૈલા સે કે આદિવાસુને બદા લૂટે તો હું કરવું? જયા અભણ સે, જેમને દુનિયા કેકમ સાલે સે, તીન્હાની ખબર ની પડે તેવા જ લૂંટાય સે. આજે આદિવાસી વિસ્તારોમે જંગલખાતાવાળા આદિવાસી વિસ્તારોમેં જંગલની આપળી બઘી ભોંય સે. એમ કરીકને ઝાડો થોડો સે. અન આદિવાસી લોકુને બાર કાઢે સે તો જણ તેવિયા રે'તા હોય એમ તો ચપરોટાની વાડ અન પશીનો લાવીકને પોટલા-પોટલા પાળીયું બાંઘે સે, તો મઇ જવાય ની એમ કરે તો હંગળા જવા હોય કે ઢોર લી જવા હોય કોં કરીકને જવા પેલ્લેથી આહવું કોઇની કયરું, હવળે કોંથી આવી જા, આજે કડકો ભોંય પથરાળ સે, તીન્હાને હમું ચોમાસામે ખેડીકને આપે અન તોપ-તાઠ મે શેરમેં મજુરીએ જીએ, એમ કરીકને જીવીએ અન જીવાડીએ. પછેન ભોંય ની હોહે તે કો કરહું. કોઇ જરીક વિચાર કરવાવાળો ની નીકળતો. આથી ચોપડીમે બઘી વાતુ કરવામે આવેલી સે. એટલે ભેગાથીન બહવું પડહે. અન આવી ચોપડીમે ઘણુંક ગીતુ પણ લખેલા સે. આચી વખત થોડુંક ગુજરાતી ભાષામે પુણ લખેલું સે તે વોચીને ઘણુક જોણવા મલહે. ભેગા બહીન વોંચો.

**નારણ રાઠવા**

# આદિવાસીઓ માટેનો નવો કાયદો

✍

સંકલિત

૧૯૯૬નો કાયદો ક્રમાંક ૪૦ (Extension to the Scheduled Areas) આદિવાસીઓના ગ્રામપંચાયતોમે ના અધિકારોનો સે. લોકસભામે મજુરી મયલા પછેન બે વરહ ના વખેતમેં આ કાયદો અલેગ અલેગ રાજ્યમેં મજુરી માટે મોકલવામાં આયવો. ૨૪ ડિસેમ્બર ૧૯૯૮ ના દાહડે આ કાયદો ભારતમેં ના બધાજ અનામત આદિવાસી વિસતારોને લાગુ થહે.

૧. **કાયદાનું મથાળું** : પંચાયતો માટેની જોગવાઇ (પંચાયતોના અધિકારો)

૨. **વ્યાખ્યા** : આ કાયદામેં વાપરેલ અનામત આદિવાસી વિસતાર એ નિશાની સંવિધાનનો કલમ ૨૪૪ પેટાકલમ ૧ ના અરથમેં વાપરેલી સે.

૩. સંવિધાનના નવમા વિભાગમે ગ્રામપંચાયતો માટે જે જોગવાઇઓ આપેલી સે તે બધી જ આ નવા કાયદા મુજબ આદિવાસી વિસતારોને લાગુ પડહે. તેમજ રાજ્યના અલેગ અલગે મંડળો, સંવિધાનના નવમા પેટાવિભાગોમે આલેલા અધિકારો છતાં, આ કાયદામેં નીચેની બાબતોમે ફેરફાર કરી હકે ની.

A) પંચાયતો માટે રાજ્યમે ઘડાનારો નવો કાયદો, જે તે સમાજનો ચાલતો આવતો કાયદો, સામાજિક ને ધારમિક રિવાજો, ને ભેગા સાધનસંપત્તિની વ્યવસ્થાની ચાલી આવતી રીતોની જોડે મેળ ખાતો ઓહે.

B) ગામનો અરથ સીધી ભાષામે - પોતાની ચાલી આવતી રીતો મુજબ કામ કરીને કામકાજ ચલાવતા સમુહની કે સમાજની વસાહત કે વસાહતોનો સમુહ કે જુથ એમ લેવામેં આવહે.

C) દરેક ગામની પોતાની ગ્રામસભા રે'હે જેના સભ્યોના નામ એ ગામની મતદારયાદીમે હોવા જરૂરી સે.

D) દરેક ગ્રામસભાને પોતાના સમાજના રીતરિવાજો, રીતેરહેમ, સામુહિક સાધનસંપત્તિને ન્યાય વિષે ચાલી આવતી રીતને હંભાળવાનો ને હાચવવાનો અધિકાર રે'હે.

E) સામાજીક ને આર્થિક રીતે અગોળ વધવાની દરેક યોજના, કાર્યક્રમ કે ધરમના કામ માટે, ગ્રામપંચાયત તરફથી તીને કરવાનું કામ હાથ પર લેમામે આવે તે પેહલા ગ્રામસભાની મજુરી લેવામે આવહે ને ગરીબી દૂર કરવા માટે કે એવીજ બીજી યોજનાઓ માટેના લાભ લેનારાની પસંદગી કરવાની ગ્રામસભાની જવાબદારી રે'હે.

F) ઉપેર (૫) માં બતાયવા મુજબની યોજનાઓ, કાર્યક્રમ કે ધરમના કમ માટે નક્કી થયેલ પૈહાની જોગવાઇના વાજબી વપરાસનું પ્રમાણપત્ર ગ્રામસભા જોડેથી ગ્રામપંચાયતે લેવાનું રે'હે.

G) સંવિધાનના નવમાં વિભાગને લી'ને, અનામત આદિવાસી વિસતારોની અનામત બેઠકો ધરાવતી દરેક

પંચાયતમેંનું અનામત બેઠકોનું પરમાણ જે તે પંચાયત વિસતારમેંના અલેગ અલેગ સમાજોના એક બીજાના પરમાણ જેહું જ રે'હે.

: જો કે, અનુસુચિત જનજાતિઓ માટેની અનામત બેઠકોની સંખ્યા અડધાથી ઓછી ની હોય.

: ને દરેક જગામે પંચાયત પ્રમુખની બેઠક ખાલી અનુસુચિત જનજાતિ માટેજ અનામત રે'હે.

H) પંચાયતમેં જેનુ કોઇની હોય એવી અનુસુચિત જનજાતિઓના માણહોને રાજ્ય સરકાર વિભાગીય જીલા ખાતે પંચાયતમેં ગોઠવી શકે છે.

: જો કે, આ રીતે ગોઠવેલા સભ્યોની સંખ્યા પંચાયતમેં ચૂંટાઇ આવનાર કુલ સભ્યોની સંખ્યાના દહે એક કરતે વધારે ની હોઇ શકે.

I) વિકાસ યોજનાઓ માટે જમીન સંપાદન કરતા પેહલા, ને આવી યોજનાઓમા અસર પામેલાઓને ફરી વસાવાની ગોઠવણ કરતા પેહલા વાજબી એવી પંચાયતો કે ગ્રામસભ જો કે વાતચીત કરવામે આવહે, પુણ આ યોજનાઓની અનામત આદિવાસી વિસતાર માટેની ગોઠવણીને સંચાલન રાજ્યમેં થી જ કરવામેં આવહે.

J) અનામત આદિવાસી વિસતારમેં સામાન્ય પાણીની ગોઠવણને વ્યવસ્થા વાજબી હોય તે પંચાયતને હોંપવામે આવહે.

K) અનામત આદિવાસી વિસતારમે સામાન્ય ખનિજો માટે ખાણઉદ્યોગોને ભાડાપત્ર કે રજાચિઠ્ઠી આલતા પેહલા વાજબી કે તીના જેવીજ ગ્રામસભા કે પંચાયતોએ કરેલા સૂચનો વચારમેં લેવા ફરજિયાત રે'હે.

L) સામાન્ય ખનિજો પેદા કરવા માટેના અધિકાર હરાજીથી આલવા માટે સવલતો આલતા પેહલા પુણ વાજબી કે તીના જેવીજ ગ્રામપંચાયતોએ કરેલા સુચનો વચારમે લેવા ફરજિયાત રે'હે.

M) અનામત આદિવાસી વિસતારમેંની પંચાયતોને જાતે જ કામકાજ ચલાવાની સંસ્થા હોય તેમ ગણી અધિકાર ને સત્તા આલતી વખેત વાજબીને તીના જેવીજ પંચાયતોને ગ્રામસભાને નીચે બતાવેલા અધિકારો મલી રે'હે તીની કાળજી સરકારે લેવાની રે'હે.

i) નશો ચઢે એવી વસ્તુઓના વેચાણને વપરાસ ગોઠવવાની કે તીની મનાઇ કે બંધી ફરમાવાનો અધિકાર.

ii) સામાન્ય જંગેલની સંપત્તિ પરનો અધિકાર,

iii) અનામત આદિવાસી વિસતારમેંની જમીન બીજા હાથમેં ની જાય તે માટેનોને ગેરકાયદેસર પીતે થે'લા આવા સોદાઓ પર વાજબી કામ કરીને તે સોદો ખતમ કરવાનો અધિકાર.

iv) કોઇપુણ નામથી ચાલતા ગામના હાટ કે બજારને બરાબર ગોઠવવાનો અધિકાર.

v) અનુસુચિત જનજાતિઓ જોડે થતી પૈહાની લેવડદેવડ પર રોક રાખવાનો અધિકાર.

vi) Tribal Sub plan (ટ્રાઇબલ સબ પ્લાન) ને ગામના વિસતારમે ચાલતી બધીજ યોજનાઓને તે માટે આલવામેં આવલા સાધનસંપતિ પર રોક રાખવાનો અધિકાર.

N) પંચાયતોને જાતે જ કામકાજ ચલાવાની સંસ્થા જેમ ગણી રાજ્યના કાયદામેજ એવી જોગવાઇ કરેલી રે'હે, એતરે ઉપલી પંચાયતો નીચલી પંચાયતો કે ગ્રામસભાના અધિકારને સત્તા ખતમ કરી હકે ની.

O) અનામત આદિવાસી વિસતારમેંની જીલા પંચાયતોની કામકાજ કરવાની રીત ગોઠવતી વખેત જ રાજ્યના જ કાયદામેં સંવિધાનના છઠ્ઠા પરિશિષ્ટમાંની ગોઠવણ એવીને એવીજ રાખવામે આવહે.

**અનામત આદિવાસી વિસતારમેં પંચાયત કાયદાનું ભવિષ :**

ઉપેર બતાવેલી કાયદાની જોગવાઇઓ અમલમેં આવે તે પેહલા સંવિધાન મુજબ એ જોગવાઇને ભારતના રાષ્ટ્રપતિની મંજુરી મલવી જરૂરી સે. તે પછેન, ભવિષમેં ભારતની લોકસભામેં અનામત આદિવાસી વિસતારો માટેનો નવો કાયદો ઘડવામેં આવે તાં લગી, આ બધી જ જોગવાઇઓ અમલમેં રે'હે. રાષ્ટ્રપતિની મંજુરી મળે તે તારીખ હુધી ચાલતી હોય એતરી બધી ગ્રામપંચાયતોને આ કાયદાનું બંધન રે'હે. તે પછેન પુણ; જો કોઇ રાજ્યમેં રાજ્ય સરકારથી પંચાયતોના વિસતારમેં ફેરફાર કરવામે આવે તો પુણ તે પંચાયતના વિસાતરમેં આ કાયદો અમલમેં રે'હે. તીનો અરથ એ કે, ૨૪ ડિસેમ્બર ૧૯૯૮ના રોજ ભારતના બધાજ રાજ્યોમે જે પુણ વિસતારો અનામત આદિવાસી વિસતારોની જેમ ચાલતા હોય તે વિસતારોમેં આદિવાસીઓની પોતાની જ કામકાજ ચલાવાની રીત ચાલુ રે'હે. તે પછેન, લોકસભામેં પૂરી બુહમતીથી સંવિધાનના નવમાં પરિશિષ્ટમેં ફેરફાર કયરા વગર કોઇ પુણ સરકાર, એહ્લું જ ની પુણ, કેન્દ્ર સરકાર પુણ આ પોતાની જાતે કામકાજ કરવાનો અધિકાર ઝૂંટવી હકે ની.

*ગુજરાત રાજની સરકારે આ કાયદો મંજૂર કરેલો સે જે 'ગુજરાત સરકારનું ગેઝેટ' મેં નીચે મુજબ છાપવામેં આવલો સે.*

વૈધાનિક અને સંસદીય બાબતોનો વિભાગ, સચિવાલય, ગાંધીનગર

તારીખ : ૨૦ મી ડિસેમ્બર, ૧૯૯૭

તારીખ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭ના ગુજરાત રાજપત્ર, ભાગ-૪ (અસાધારણ) માં અંગ્રેજીમાં પ્રસિધ્ધ થયેલા અને ૧૯૯૭ના ગુજરાત વટહુકમ ક્રમાંક ૧૩નો ગુજરાતી અનુવાદ આથી સર્વે લોકોની જાણ સારું પ્રસિધ્ધ કર્યો છે.

આઇ.જી. શિકારી,
સરકારના નાયબ સચિવ

પંચાયત ગ્રામ ગૃહનિર્માણ અને ગ્રામ વિકાસ વિભાગ, સચિવાલય, ગાંધીનગર

તારીખ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭

**સન ૧૯૯૭ નો ગુજરાત વટહુકમ ક્રમાંક : ૧૩**

**ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ વધુ સુધારવા બાબત વટહુકમ.**

ગુજરાત રાજ્યની વિધાનસભાનુ સત્ર ચાલુ નથી, સન ૧૯૯૩ નો અને ગુજરાતના રાજ્યપાલને એવી ખાતરી થઇ છે કે ગુજરાત પંચાયત ગુજરાતનો અધિનિયમ, ૧૯૯૩ સુધારવા માટે તાત્કાલિક પગલા લેવાનું તેમને

જરૂરી બનાવે ૧૮ મો તેવા સંજોગો પ્રવર્તે છે. તેથી હવે, ભારતના સંવિધાનની કલમ ૨૧૩ ના ખંડ (૧) થી મળેલી સત્તાની રૂએ, ગુજરાતના રાજ્યપાલ. આથી નીચેનો વટહુકમ કરીને પ્રસિધ્ધ કરે છે :-

૧. **ટૂંકી સંજ્ઞા અને આરંભ :**

(૧) આ વટહુકમ, ગુજરાત પંચાયત (સુધારા) વટહુકમ ૧૯૯૭ કહેવાશે.

(૨) તે તરત જ અમલમાં આવશે.

૨. **સન ૧૯૯૩નો ગુજરાતનો ૧૮ મો અધિનિયમ હંગામી રીતે સુધારવા બાબત :-**

આ વટહુકમ ના અમલની મુદત દરમિયાન, ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ (જેનો આમાં હવે પછી 'મુખ્ય અધિનિયમ' તરીકે ઉલ્લેખ કર્યો છે તે) કલમ ૩ અને ૪ માં નિર્દિષ્ટ કરેલા સુધારાને અધીન રહીને અમલમાં આવશે.

૩. **સન ૧૯૯૩ના ગુજરાતના ૧૮માં અધિનિયમમાં કલમો ૨૭૮ પછી, નીચેની કલમો દાખલ કરવી :-**

૨૭૮ ક - આ અધિનિયમ, ભારતના સંવિધાનની કલમ ૨૭૮ ના ખંડ (૧) માં ઉલ્લેખેલ રાજ્યના અનુસુચિત વિસ્તારોને, અનુસુચિ ૪ માં નિર્દિષ્ટ કરેલા ફેરફારોને આધીન રહીને લાગુ પડશે.

**૨૭૮ ક ક :** અનુસુચિ ૫ માં નિર્દિષ્ટ કરેલા અધિનિયમ, ભારતના સંવિધાનની કલમ ૨૪૪ ના ખંડ (૧) માં ઉલ્લેખેલ રાજ્યના અનુસુચિત વિસ્તારોને લાગુ પાડતી વખતે, ચોથી કોલમમાં દર્શાવેલ પ્રમાણમાં સુધારવા જોઇશે.''

૪. **સન ૧૯૯૩ના ૧૮માં અધિનિયમમાં નવી અનુસુચિ ૪ અને ૫ દાખલ કરવા બાબત :** મુખ્ય અધિનિયમમાં, અનુસૂચિ ૩ પછી, નીચેની અનુસૂચિઓ ઉમેરવી.

અનુસૂચિ ૪

(જુઓ કલમ ૨૭૮ક)

(જે ફેરફારોને અધીન રહીને આ અધિનિયમ, રાજ્યના અનુસૂચિત વિસ્તારોને લાગુ પડશે તે ફેરફારો)

૧. કલમ ૨માં ખંડ (૧૯) પછી નીચેનો ખંડ દાખલ કરવો :-

(૧૯ક) 'અનુસૂચિત વિસ્તાર' એટલે ભારતના સંવિધાનની કલમ ૨૪૪ના ખંડ (૧) માં ઉલ્લેખેલ રાજ્યના અનુસૂચિત વિસ્તારો.

૨. કલમ ૪ ને બદલે, નીચેની કલમ મુકવી :-

**૪ (૧) :** આ અધિનિયમથી અથવા તે હેઠળ જોગવાઇ કરી હોય તેવા કાર્યો કરવા માટે, ગામ માટે ગ્રામ સભા હોવી જોઇએ.

(૨) તે ગામના મતદાર વિભાગોના મતદારોની યાદીમાં જેમના નામો સમાવિષ્ટ કર્યા હોય તેવી વ્યક્તિઓની તે બનશે.

(૩) ગ્રામસભા નીચેના વધારાના કાર્યો કરશે :

(ક) ગ્રામસભાએ, ગામના રહેવાસીઓની પ્રણાલીઓ અને રિવાજો, તેમની સાંસ્કૃતિક ઓળખ, સામુહિક સાધનો અને તકરારની પતાવટની રૂઢિગત રીત સાચવી રાખવાનો અને જાળવવાનો પ્રયત્ન કરવો.

(ખ) ગ્રામ સભાએ :

(૧) સામાજિક અને આર્થિક વિકાસ માટેની યોજનાઓ, કાર્યક્રમો અને પરિયોજનાઓનો ગ્રામ પંચાયત અમલ હાથ ધરે તે પહેલા એવી યોજનાઓ, કાર્યક્રમો અને પરિયોજનાઓ મંજૂર કરવી જોઇએ.

(૨) ગામમાં ગરીબી નિવારણ અને બીજા કાર્યક્રમો હેઠળ હિતાધિકારી તરીકે વ્યક્તિઓની ઓળખ અથવા પસંદગી માટે તે જવાબદાર રહેશે.

૩. કલમ ૭માં પેટા કલમ (૧) માં નીચેનો પરંતુ ક ઉમેરવો :

પરંતુ અનુસુચિત વિસ્તારમાંના સ્થાનિક વિસ્તારના સંબધમાં ભલામણ કરતી વખતે એવી ખાતરી કરવી જોઇએ કે તે સ્થાનિક વિસ્તાર સામાન્ય રીતે રહેવાસી અથવા રહેવાસીઓનો સમુહ અથવા નાના ગામ અથવા નાના ગામોના સમુહનો બનેલો છે, અને પ્રણાલીઓ અને રિવાજો અનુસાર પોતાના કામકાજની વ્યવસ્થા કરે છે.

૪. કલમ ૯માં, પેટા કલમ (૫)માં, ખંડ (ક)માં, પેટા-ખંડ (૧) પછી, નીચેનો પેટા-ખંડ દાખલ કરવો :

(૧ક) સમગ્ર સ્થાનિક વિસ્તાર કોઇપણ અનુસુચિત વિસ્તારનો બનેલો હોય તેવી ગ્રામ પંચાયતની બાબતમાં, પેટા-ખંડ (૧) હેઠળ અનુસુચિત આદિજાતિઓ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યા એવી રીતે વધારવીજોઇશે કે, જેથી કરીને આવી સંખ્યા, ગ્રામ પંચાયતમાંની બેઠકોની કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી થાય નહી.

૫. કલમ ૧૦ માં, પેટા-કલમ (૫)માં, ખંડ (ક)માં, પેટા-ખંડ (૧) પછી, નીચેનો પેટા-ખંડ દાખલ કરવો :-

(૧-એ) સમગ્ર સ્થાનિક વિસ્તાર કોઇપણ અનુસુચિત વિસ્તારોનો બનેલો હોય તેવી તાલુકા પંચાયતની બાબતમાં, ખંડ (૧) હેઠળ અનુસુચિત આદિજાતિ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યા એવી રીતે વધારવી જોઇશે કે, જેથી કરીને, તાલુકા પંચાયતમાંની બેઠકોની કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી થાય નહી.

૬. કલમ ૧૧માં, પેટા-કલમ (૫)માં, ખંડ (ક)માં, પેટા-ખંડ (૧) પછી, નીચેનો પેટા-ખંડ દાખલ કરવો

(૧) સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસુચિત વિસ્તારોનો બનેલ હોય તેવી જિલ્લા પંચાયતની બાબતમાં, ખંડ (૧) હેઠળ અનુસુચિત આદિજાતિઓ માટે અનામત રાખેલી બેઠકોની સંખ્યા એવી રીતે વધારવી જોઇશે કે જેથી કરીને તે સંખ્યા, જિલ્લા પંચાયતમાંની બેઠકોમાંની કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી થાય નહી.

૭. કલમ ૧૧૫છી નીચેની કલમ દાખલ કરવી :

૧૧ક, કોઇ કારણોસર ચૂંટણીમાં તાલુકા પંચાયત અથવા જિલ્લા પંચાયતમાં અનુસૂચિત આદિજાતિનો કોઇ સભ્ય ચૂંટાય નહી તો, રાજ્ય સરકાર, ચૂંટાવા માટે યોગ્ય હોય તેવા અનુસૂચિત આદિજાતિના સભ્યોમાંથી તે પંચાયતમાં ચૂંટાયેલા કુલ સભ્યોના એક દશાંશ કરતા વધે નહી તેટલી સંખ્યાના સભ્યો નિયુક્ત કરી શકશે.

૮. કલમ ૫૧માં પેટા-કલમ (૨) માં

(૧) ખંડ (ક)ને બદલે, નીચેનો મજકૂર મૂકવો :-

(ક) રાજ્યની તમામ ગ્રામ પંચાયતોના સરપંચના હોદ્દા અનુસૂચિત આદિજાતિઓ માટે રાજ્ય સરકારે અનામત રાખવા જોઇશે.

સ્પષ્ટીકરણ :- આ ખંડના હેતુઓ માટે, 'ગ્રામ પંચાયત' એટલે ગ્રામ પંચાયત, જેનો સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય.''

(૨) ખંડ (ખ) માં --

(ક) પેટા-કલમ (૧) માં, ''અને'' શબ્દ કમી કરવો.

(ખ) પેટા-ખંડ (૨) કમી કરવો.

૧૦. કલમ ૭૭ માં, પેટા-કલમ (૨) માં --

(૧) ખંડ (ક)ને બદલે નીચેનો મજકૂર મુકવો :-

(ક) રાજ્યની તમામ તાલુકા પંચાયતના પ્રમુખના તમામ હોદ્દા અનુસૂચિત આદિજાતિ માટે રાજ્ય સરકારે અનામત રાખવા જોઇશે.

સ્પષ્ટીકરણ :- આ ખંડના હેતુઓ માટે 'જિલ્લા પંચાયત' એટલે જિલ્લા પંચાયત, જેનો સમગ્ર સ્થાનિક વિસ્તાર અનુસૂચિત વિસ્તારનો બનેલો હોય.''

(૨) ખંડ (ખ) માં --

(ક) પેટા-કલમ (૧) માં 'અને' શબ્દ કમી કરવો

(ખ) પેટા-ખંડ (૨) કમી કરવો.

૧૧. કલમ ૧૦૮માં, પેટા-કલમ (૪) પછી, નીચેની પેટા-કલમ ઉમેરવી --

(૫) (ક) આ અધિનિયમના હેતુઓ માટે, તે ગામની હકૂમતમાં આવેલ હોય તેવા વન વિસ્તારમાંથી મળતી આવેલ ગૌણ વન પેદાશ ગ્રામ પંચાયતમાં નિહિત થશે.

(ખ) ખંડ (ક) હેઠળ ગ્રામ પંચાયતમાં ઉપજ નિહિત થાય તે છતાં ગુજરાત ગૌણ વન પેદાશ વ્યાપાર રાષ્ટ્રીયકરણ અધિનિયમ, ૧૯૭૯ ની જોગવાઇઓ ગૌણ વન પેદાશને લાગુ પડવાનું ચાલુ રહેશે.

(ગ) ગૌણ વન પેદાશની વેચાણ ઉપજ ગામના ફંડમાં ભરવી જોઇશે અને તે તેનો ભાગ બનશે.

(ઘ) ખંડ (ક)માના કોઇપણ મજકૂરનો અર્થ ખંડ (ક)માં ઉલ્લેખેલ વન વિસ્તારની જમીન ગ્રામ પંચાયતમાં નિહિત થાય છે તેવી કરી શકાશે નહી.

સ્પષ્ટીકરણ : આ પેટા-કલમના હેતુઓ માટે ''ગૌણ વન પેદાશ'' એ શબ્દપ્રયોગનો અર્થ ગુજરાત ગૌણ વન પેદાશ વ્યાપાર રાષ્ટ્રીયકરણ અધિનિયમ, ૧૯૭૯ ની કલમ ખંડ (૯)માં તેનો જે અર્થ આપ્યો છે તે જ થશે.

૧૨. કલમ ૧૧૨મા, પેટા-કલમ (૧) પછી, નીચેની પેટા-કલમ દાખલ કરવી :-

(૧ક) પંચાયતે, કલમ ૪ની પેટા-કલમ (૩) ના ખંડ (ખ) ના પેટા-ખંડ (૧)માં ઉલ્લેખેલ યોજનાઓ, કાર્યક્રમો અને પરિયોજનાઓ માટે પંચાયત દ્વારા ફંડના ઉપયોગ માટેનું પ્રમાણપત્ર ગ્રામસભા પાસેથી મેળવવું જોઇશે.

૧૩. કલમ ૧૩૨ પછી નીચેની કલમ ઉમેરવી :-

૧૩૨ ક. તાલુકા પંચાયત સાથે -

(ક) કોઇપણ વિકાસ પરિયોજના માટે તાલુકામાં આવેલી કોઇપણ જમીનનું જમીન સંપાદન અધિનિયમ ૧૮૯૪ હેઠળ સંપાદ કરતા પહેલા -

(ખ) આવી પરિયોજનાથી અસર પામેલી વ્યક્તિઓના પુનઃ સ્થાપન અથવા પુર્નવસવાટ કરતાં પહેલાં - વિચાર વિનિમય કરવો જોઇશે.

૧૪. અનુસૂચિ ૧માં --

(૧) નોંધ ૧ માં, પેટા-નોંધ (૮) પછી, નીચેની નવી પેટા-નોંધ ઉમેરવી :-

(૮-ક) કેફી પદાર્થોના વેચાણ અને વપરાશ ઉપર પ્રતિબંધ મૂકવા અને તેનું નિયમન અથવા નિયંત્રણ કરવા બાબત.

(૨) નોંધ ૭માં, પેટા-નોંધ (ક) પછી નીચેની નવી પેટા-નોંધ ઉમેરવી :-

(ડ-૧) જળ સંસ્થાઓનું આયોજન અને વ્યવસ્થાપન બાબત

(૩) નોંધ ૧૦ પછી, નીચેની નોંધ ઉમેરવી:-

૧૧, સામાજિક ક્ષેત્રના કાર્યક્રમમાં, તમામ સામાજિક ક્ષેત્રોમાંની સંસ્થાઓ અને કર્મચારીઓ ઉપર નિયંત્રણ કરવાની સત્તા બાબત.

૧૫. અનુસૂચિ ૨ માં, ભાગ ૧માં, નોંધ ૫માં, પેટા-નોંધ (ઘ) પછી, નીચેની નવી પેટા-નોંધ ઉમેરવી :-

(ચ) સ્થાનિક યોજનાઓ અને આદિજાતિ

## અનુસૂચિ - ૫

### સુધારેલા અધિનિયમો

(જુઓ કલમ ૨૭૮ કક)

| વર્ષ | ક્રમાંક | ટૂંકી સંજ્ઞા | કેટલે સુધી સુધાર્યો |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૧૮૭૯ | સન ૧૮૭૯નો મુંબઇનો ૫મો | મુંબઇ જમીન મહેસુલ અધિનિયમ ૧૮૭૯ | કલમ ૭૩ કક માં -- ૧. પેટા કલમો (૧) અને (૨)માં 'કલેક્ટર' એ શબ્દને બદલે 'જિલ્લા પંચાયત' એ શબ્દો મૂકવા. ૨. પેટા-કલમ (૩)માં ખંડ (ક) માં (ક) 'અન્ય આદિવાસીને' એ શબ્દોને બદલે 'કોઇપણ વ્યક્તિને' એ શબ્દો મૂકવા. (ખ) 'કલેક્ટર' એ શબ્દો જે બે સ્થળે આવે છે તેને બદલે 'જિલ્લા પંચાયત' એ શબ્દો મૂકવા. ૩. પેટા-કલમ (૪)માં ખંડ (ક)માં આ કલમની પેટા કલમ (૧)નું અથવા' શબ્દો, કૌંસ, અને આંકડા કમી કરવા. ૪. સ્પષ્ટીકરણમાં, ખંડ (૧) પહેલાં નીચેનો ખંડ દાખલ કરવો:- |

| | | | |
|---|---|---|---|
| | | | (૧ક) 'જિલ્લા પંચાયત' એટલે ભારતના સંવિધાનની કલમ ૨૪૪ ના ખંડ (૧) માં ઉલ્લેખ્યા પ્રમાણેના રાજ્યના કોઇપણ અનુસૂચિત વિસ્તારના બનેલા જિલ્લાની જિલ્લા પંચાયત, જેમાં આદિવાસી કબજો ધરાવતો હોય તે. |
| ૧૯૪૬ | સન ૧૯૪૬નો મુંબઇનો ૩૧મો | મુંબઇનો નાણાંની ધીરનાર કરનારાઓ બાબતનો | કલમ ૧૭ પછી નીચેનો મજકૂર દાખલ કરવો :- અધિનિયમ, ૧૯૪૬. ૧૭૬. કોઇપણ નાણાંની ધીરધાર કરનાર, ભારતના સંવિધાનની કલમ ૨૪૪ના ખંડ (૧) માં ઉલ્લેખ્યા પ્રમાણેના રાજ્યના અનુસૂચિત વિસ્તારમાં રહેતા અનુસૂચિત આદિજાતિના કોઇપણ સભ્યને તે ગામની પંચાયતની પૂર્વ મંજૂરી સિવાય, કંઇપણ નાણાં ધીરી શકશે નહી. |

## નિવેદન

પંચાયતને લગતા ભારતના સંવિધાના ભાગ ૯ને અનુરૂપ રાજ્યમાં પંચાયતને લગતો કાયદો લાવવા માટે, ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ અધિનિયમિત કરવામાં આવ્યો હતો. પંચાયત (અનુસૂચિત વિસ્તારોને લાગુ પાડવા) બાબત અધિનિયમ, ૧૯૯૬ની જોગવાઇઓની કલમ ૩ની રૂએ પંચાયતને લગતી સદરહુ ભાગ ૯ની જોગવાઇઓ, સદરહુ કેન્દ્રીય અધિનિયમની કલમ ૪ માં જોગવાઇ કરેલ અપવાદો અને સુધારા-વધારાને અધીન રહીને, અનુસૂચિત વિસ્તારોને લાગુ પડે છે. રાજ્યમાં એવા કેટલાક વિસ્તારો છે, જે સંવિધાનની પાંચમી અનુસૂચિતના પરિચ્છેદ ૬ હેઠળ રાષ્ટ્રપતિએ અનુસૂચિત વિસ્તારો તરીકે જાહેર કર્યા છે. કેન્દ્રીય અધિનિયમની કલમ ૫થી પંચાયતને લગતા રાજ્ય અધિનિયમની જોગવાઇઓ, અનુસૂચિત વિસ્તારોને લાગુ પાડયા પ્રમાણેના સદરહુ ભાગ ૯ની જોગવાઇઓ સાથે અસંગત થઇ શકે તે છતાં, તેને સન ૧૯૯૭ ના ડિસેમ્બર મહિનાની ૨૩ મી તારીખ સુધી ચાલુ રાખવા માટે જોગવાઇઓ કરી છે. તેથી ગુજરાત પંચાયત અધિનિયમ ૧૯૯૩ને, અનુસૂચિત વિસ્તારોને લાગુ પાડયા પ્રમાણેના સદરહુ ભાગ ૯ની જોગવાઇઓને અનુરૂપ રાખવાનું જરૂરી છે.

કેન્દ્રીય અધિનિયમની કલમ ૪થી, યોગ્ય સ્તરે પંચાયતોને અને ગ્રામસભાને, બીજા કાયદા હેઠળ આવતી અમૂક બાબતોના સંબધમાં સત્તા આપવાનું રાજ્ય વિધાનમંડળે પણ ફરમાવ્યું છે. તેથી તે બાબતોના સંબધમાં પંચાયતોને સત્તા આપવાનું જરૂરી જણાયું છે. તદનુસાર મુંબઇ જમીન મહેસૂલ અધિનિયમ, ૧૮૭૯ અને મુંબઇ નાણાંની ધીરનાર કરનારાઓ બાબતનો અધિનિયમ, ૧૯૪૬ની સંબધિત જોગવાઇઓ પણ સુધારવામાં આવી છે.

ગુજરાત વિધાનસભાનું સત્ર ચાલુ ન હોવાથી, ઉપર્યુકત ઉદ્દેશો સિદ્ધ કરવા માટે ગુજરાત પંચાયત અધિનિયમ, ૧૯૯૩ અને ઉપર્યુકત બીજા અધિનિયમો સુધારવા માટે આ વટહુકમ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ગાંધીનગર, તારીખ ૨૦મી ડિસેમ્બર, ૧૯૯૭.

કૃષ્ણપાલ સિંઘ,
ગુજરાતના રાજ્યપાલ

ગુજરાત રાજ્યપાલના હુકમથી અને તેમના નામે,

પી. બસુ.
સરકારના અધિક મુખ્ય સચિવ.

# કેતરાક કોમના કાગળીયાની વાત

● અનુસૂચિત જનજાતિનું પ્રમાણપત્ર ક્યાં અધિકારીઓ પાસેથી મળી શકે છે?

- કલેક્ટર
- નાયબ કલેક્ટર
- જિલ્લા વિકાસ અધિકારી
- નાયબ જિલ્લા વિકાસ અધિકારી
- સમાજ કલ્યાણ નિયામક
- પછાતવર્ગ કલ્યાણ અધિકારી
- મામલતદાર
- તાલુકા વિકાસ અધિકારી

● જન્મમરણ અને લગ્નની નોંધણીનું મહત્વ :

જન્મ-મરણ અને લગ્નની નોંધણી પંચાયતના દફતરે કરાવવી ફરજિયાત છે. નોંધણીનું પ્રમાણપત્ર મેળવી લેવું જરૂરી છે. આ પ્રમાણપત્ર શાળામાં પ્રવેશ, પોતાનો હક્ક, હિસ્સો, સરકારી યોજનાનો લાભ, વારસાઇ તથા વળતર ગગન જેવા મહેલ કેમ? મેળવવા અને સરકારી કામોમા મદદરૂપ બને છે.

● જમીનને લગતા કાગડીયા અંગે માહિતી :

<u>૭ નો નમુનો :</u>

૭/૧૨ ના ઉતારામાંથી જમીન કોના નામે છે, કોના કબજામાં છે, તેના હક્કદાર કોણ કોણ છે, જમીન કેવી અને કેટલી છે. તેમાં કેટલી એન્ટ્રી પાડેલી છે અને ખેડની રીત કઇ છે તથા આ જમીન કઇ શરતોને આધીન છે. તે વિશેની માહિતી મળે છે. આ એક ઘણો મહત્વનો દસ્તાવેજ છે. તે ઘણાં કામમાં મદદરૂપ થાય છે.

<u>૧૨ નો નમુનો :</u>

૧) ખેડુતનું નામ અને વર્ષ લખેલુ હોય છે.

૨) ઝાડ કેટલા છે.

૩) ખેડવાની રીત પોતે ખેડે, પોતાની દેખરેખ હેઠળ બીજો ખેડે, ગણીને.

<u>૬ નો નમુનો :</u>

હક્કપત્રકને એન્ટ્રી ફેરફારનો દાખલો પણ કહેવામાં આવે છે. એન્ટ્રી ફેરફાર એટલે કે માલીકીની ફેરબદલી થાય ત્યારે ખુદ માલિકનું નામ કમી કરવું અને નવા માલિકનું નામ ચઢાવવું. આ મહત્વનો પુરાવો છે.

<u>૮ અનો નમુનો :</u>

૮ ના નમુનામાં એક પંચાયત વિસ્તારમાં આવેલા તમામ સર્વે નંબર, બ્લોક નંબર, કુલ જમીન કેટલી છે, આકારણી કેટલી વગેરે દર્શાવવામાં આવે છે.

<u>વારસાઇ નું મહત્વ :</u>

વારસાઇ કરાવવાથી માલ મિલ્કતમાં હક્ક-હિસ્સો અને ખાતા ફોડ કરવા માટે કાયદાનો ટેકો મળે છે. તેથી સમયસર વારસાઇ કરી લેવી જોઇએ.

● એફ.આઇ.આર એટલે શું?

કોઇપણ ગુનાની ફરિયાદ ગુનો બન્યાની હકુમતમાં આવેલા પોલીસ સ્ટેશનમાં જયારે પહેલી વખત

મૌખિક અથવા લેખિત રીતે કરવામાં આવે તેને એફ.આઇ.આર કહેવામાં આવે છે. આજે પ્રાથમિક અહેવાલ પણ કહેવામાં આવે છે.

જો પોલીસ ફરિયાદ ન લે તો જિલ્લા પોલીસ વડાને અરજી કરવી અને તેઓ પણ કાર્યવાહી ન કરે તો જ્યુડિશીયલ મેજિસ્ટ્રેટ ફર્સ્ટ કલાસ સાહેબની કોર્ટમા ફરિયાદ દાખલ કરવી.

ફરિયાદમાં આટલી વિગતો હોવી જોઇએ:

૧) આરોપીનું નામ સરનામું
૨) ગુનો બન્યાની તારીખ, સમય અને સ્થળ
૩) ગુનાનું કારણ અને તેની વિગતો
૪) સાક્ષીઓ
૫) વાપરવામાં આવેલા હથિયારો
૬) વહેલી તકે ફરિયાદ કરવી જોઇએ

# વિસાર

- ભણો, ભેગો થોં અન હક મોંગો.
- આપણી આદિવાસી ઓળખ ટકાવો.
- અત્યાચાર સામે સંગઠિત થઇએ, શોષણ સામે અવાજ ઉઠાવીએ.
- આદિવાસી જાગે, અધિકાર માગે.
- અમને ગૌરવ છે, અમે આદિવાસી છીએ, અમે ભારતવાસી છીએ.
- આપણી ધરતી, આપણું આકાશ, આપણા ગામમાં આપણું રાજ.
- સ્વમાનભેર જીવીએ, સંગઠિત થઇને જીવીએ.
- મારે મારી આદિવાસી ઓળખ ટકાવી રાખવી છે.
- સૃષ્ટિની કોઇ નિયમબદ્ધ યોજના છે ખરી કે આડેધડ ચાલે છે?
- કોઇને અપાર દુ:ખ ને કોઇને મોટી તકો કેમ?
- સાચો જ જીવે એવું કેમ બનતું નથી?
- નિર્દોષ બાળકને અસાધ્ય રોગ કેમ?
- આત્મા બધાના સરખા છે તો સૌના શરીર, મન, હૃદય, બુદ્ધી સરખા કેમ નથી?
- એકને અન્નના ફાફા ને બીજાને ત્યાં અન્નના ભંડાર કેમ?
- એકને મુઠી જગ્યા નહી તો બીજાને ગગન જેવા મહેલ કેમ?

# માનવ ઉત્પત્તિની વાર્તા કથા

મનહર રાઠવા, મોટી આમરોલ

વિધુર બાઇએ નવખંડ ધરતી નિર્માણ કરી છે. દેવ-દેવતા, માનવ, વનસ્પતિ, પશું-પંખી તૈયાર કર્યા. અવકાશમાં સુરજ, ચાંદ, તારા તૈયાર કરી પ્રકાશ નિર્માણ કર્યો. આમં વિવિધ પ્રકારે સૃષ્ટિનું સર્જન કર્યુ. માનવ બનાવવા માટે સમુદ્રમાંથી માટી લાવવામાં આવી. કાચો માનવ બનાવી એને સુકવવા રાખ્યો ત્યાં તો તે ભાગી ગયો. અરેરે ધરતી, ચાંદ સુરજ બનાવ્યા તેના ભાગ્યાને આ માનવ કેમનો ભાંગી ગયો એ વિચારવા લાગીયા. પછી નવી માટી લાવી તેમાં ''રાખોડી'' ભેળવી ચાકડાપર મુકીને માનવ બનાવ્યો ત્યારે તે સ્થિર થયો. તેમાં ''જીવ'' નાખ્યો ''આત્મા.'' તેથી માણસના શરીર પર રાખોડી દેખાય છે. બધાંજ જીવજંતુઓને સુખ:દુખ આપ્યા. તે બધા પોતપોતાના જીવ સાચવવા વિવિધ માર્ગે કામમાં લાગ્યા. માનવ અને દેવદેવતાઓની સંખ્યા વધતી ગયી. ''બત્રીસ'' કોટી દેવી-દેવતા અને ''તૈત્રીસ'' કોટી માનવ એટલી સંખ્યા વધી. દેવ-દેવતા તેમજ માણસોમાં બેકારી વધતી ગયી. પશું-પંખી, કતલો થવા લાગી. નાત-જાત જોયાં વગર આબરૂ લેવાના કિસ્સા વધવા લાગ્યા. પશુ-પંખીની હત્યા થવા લાગી. ઝાડ, પાન, નષ્ટ થવા લાગ્યા. આમં કળયુગ આવ્યો. આ બધું ''કરહણ'' માતા જોતી હતી. એનાથી આ સહન થયું ના હતું. ''કરહણ'' દેવી સુંદર વેશ ધારણ કરી કુબીરાજાના ઘેર ગઇ હતી. રસ્તામાં સુરજ આથમ્યો ત્યારે અબધી ઉગમણે ને અબધું જાગતી એને રસ્તામાં રાત પસાર કરી દિવસ નિકળ્યો પછી એ આગળ જવા લાગી તે વખતે જ ત્યાં કુબીરાજા આવ્યો. કરહણ દેવીને જોઇને વિચારવા લાગ્યો. આ કોણ જઇ રહી છે. એના રૂપ પર એ ''વરી'' ગયો એને રાણીનો હાથ પકડયો એને ''પાપ'' આચર્યુ. કરહણ દેવીએ એને ''શ્રાપ'' આપ્યો. તારૂ બધું અનાજ હું પાછું લઇશ. આવો શ્રાપ આપ્યો. તે રસ્તે ચાલવા લાગ્યો. એ હતા ત્યારે આંબા કુંબીનો દિકરો ''ગુલકુશા'' દાણ પ્રદેશમાં અનાજ માપતો હતો. અનાજ માપી માપીને એ થાકયો હતો અને પોતાના પર જ ગુસ્સે થતો હતો. એ ગુસ્સામાં જ એને પાયલીનું મારયુ કે કર્યુ. તે રસ્તે જતી કરહણ દેવીના માથામાં વાગ્યું, આવું અપમાન કરહણ દેવીથી સહન ન થયું, નઇ આજે મારુ અનાજ ખાઇને તે માતેલાં બની ગયા છે. મારા પર પાપ કરી રહ્યા છે. મારા પર અત્યાચાર કરી રહ્યા છે. તો આ ધરતી પર તો શું ચાલી રહ્યું છે. એને દેવ-દેવતાઓ પર ગુસ્સે થઇ તેમને નષ્ટ કરવાનું નક્કી કર્યુ. એ ધરતી પરથી મેગલપુરમાં ''કાલારાણી'' (મેગરાજા) પાસે ગઇ. મેઘરાજા બાર તેર વર્ષથી સોનાનાં પલંગ પર સુતેલાં હતા. પૃથ્વી પર શું ચાલી રહ્યું છે તેની તેમને ખબર નઇ હતી. કાલારાણીની રાણી બીજલાકુંવરે જ્યારે કરહણ દેવીનાં અપમાન વિષે જાણ્યુ ત્યારે એ થથરી ઉઠી સચેત થઇ એને દુત મોઢેલી જંગલના કંદમુળનું દરી આમાં સુપારી દિધાં. બાર તેર વર્ષનો દુકાળ કર્યો. બિજલા કુંવર ''કાલખંડમાં'' સુપાઇને બેઠી. કરહણદેવીએ દરિયામાં જઇ સુપાઇ ગય. બાર-

તેર વર્ષનો દુકાળ થયો. મનુષ્યો ઝાડના છાલ, પાંદડા, ખાવા લાગ્યા. પશું પંખીઓને માણસને ખતમ કરી નાખ્યા. માણસ માણસને ખાવા લાગ્યો. દરિયા, નદી, નાળા સુખાઇ ગયા, જીવજંતુ મરવા લાગ્યા. દેવ-દેવતાઓ ગભરાયા, તેઓ પણ ભુખ્યા તરસ્યા મરવા લાગ્યા. ધરતીમાતાએ આ જોયું. વિનાશ સહન ના થતો હતો. ત્યારે ધરતીમાતાએ ''ધનીરાજાને'' કહ્યું, આપ શું ઉંઘીરહ્યા છો. તમારી ઉંઘ ઉડતી નથી. મારા જીવજંતુ, માનવ, પશુંપંખી, ઝાડપાન, ભુખ્યા તરસ્યા મરી રહ્યા છે. ધનીરાજા આપ હારી ગયા છો. આવી તકરાર ધરતીએ અહીયાં લખી. હું જેઠાણી રાણી ચિઠ્ઠી મોકલી પુશું તમારી પાસે ઘણી સંપતિ છે. તમને કશું ઓશું નથી. મારી પાસેની સંપતિ ઓછી થઇ ગય છે. છાતીનો મેલ કાઢીને રાવકાંગડી (સમાચાર આપનાર કાંગડી) બનાવી.

રાવકાંગડી ચીઠ્ઠી લઇને મેઘરાજા પાસે ગય. મેઘરાજા સોનાનાં હિંડોળાપર સુતા હતાં એમને ચીઠ્ઠી વાંચી મેઘરાજા તૈયારીમાં લાગી ગયા તુમડી બાંધી માથે ફાળ્યું બાંધ્યું. ભાથું બાંધી લિધું. ઘોડા પર સવાર થઇને નીકળી પડયાં. મેઘરાજા ધરતી ઉપર આવ્યાં. ધુમ્મસ વાળા વાદળા, વરસાદ તૈયાર કર્યા પણ વાદળ હાલતા ના હતાં. પવનદેવ, જંગલ, ખીણોમાં ફરતા હતાં તેમને બોલાવ્યા એ આવ્યાં એ રાજી નાં હતાં. ત્યારે મેઘરાજાએ પોતાની દિકરી ''મેઘીલા'' કુંવર પવનદેવને આપવાનું પરણાવવાનું નક્કી કર્યુ ને એમને જમાઇ બનાવી લીધા, ત્યારે એ રાજી થયા. પવન આવ્યોને વાદળાં હાલવા લાગ્યા. મેઘરાજાએ દરીયાની વાટ પકડી. દરીયાના પાણીની રખેવાડી આંધળોને ઇશારો કરતો હતો. આંધળો ગોફણથી પથ્થરા મારતો હતો. ડુંગરમાં, ખીણમાં, ઝાડપાનમાં, વનસ્પતિમાં બધેજ વાદળા આવવા લાગ્યા. વીજળી થવા લાગી. વા, વંટોળ, તોફાન થયું. મુશળધાર વરસાદ શરૂ થયો. નદી, નાળા, દરીયા છલકાપ ગયો ને વહેવા લાગ્યો. આખી દુનિયા જળબંબાકાર થઇ ગય. ધરતી પર ચારેકોર પાણી પાણી થઇ ગયું. એક મોટી માછીરાયા (માછલો) હતો. ભુખ્યા માણસો એને ખાવા માટે દોડીયા તેને જીવતો ને કાચો જ ખાતા હતા. તે વખતે ડેડિ અને ડેડો એમં બે હરિજન ભાઇ-બહેન એ માછલાને ખાવા માટે ગયા. એ માછલો જીવતો આસુંસારતો હતો. ભાઇ-બેન એકબીજાને કેવા લાગ્યા, દુકાળ માણસો મરી ગયા છે. જીવતા પ્રાણીને ખાધું એ એક પાપ છે. એના કરતા ભુખ્યા મરી જઇએ. આવું બોલીને તેઓ માછલાને ખાધા વગર જ પાછા ફર્યા. આમં માછીરાયનું ધ્યાન દરેક માણસ ઉપર હતું. કોન સારૂ ને કોણ પાપી તે જોતો હતો, પારખતો હતો.

આ ભાઇ-બહેનને માછીરાયાએ જોયા. તેને ડેડિ અને ડેડા ને કહ્યું, બધા લોકો મને ખાવા માટે આવે છે. તમે કેમ ખાતા નથી. ત્યારે તેઓ બોલ્યા, અમે જીવતા પ્રાણીઓને ખાતા નથી. મરેલાને જ ખાઇએ છીએ. આ બંન્નેએ તેઓ ધર્મવાળા છે. માછીરાજાએ આ જાણ્યું. ડેડિ-ડેડો માછલાને ખાધા વગર ભુખ્યા જ ઘરે આવીને પછી રહ્યા. માછલા તેમના પર પ્રસન્ન થયા તેમને કહ્યું - તમે થડ વેલાની એક પાલખી બનાવો મેઘરાજા પાસે ફરિયાદ ગય છે. જળપ્રલય થવાનો છે. તે વખતે એ પાલખીમાં બેસજો, અને એ પાલખી મારી પીઠ ઉપર મુકજો. તે મુજબ તેઓએ પાલખી બનાવી મેઘરાજાએ તો ધરતી પર મુશળધાર વરસાદ વરસાવ્યો. જળપ્રલય થયો. પૃથ્વીપર ડુંગર ટેકરાએ બધે જ પાણી પાણી થઇ ગયું. જીવ-જંતુ, માણસો એમાં તણાઇ ગયા. ડેડિ-ડેડો પાલખીમાં બેઠા. પાલખી તરતી તરતી માથેફેણાં ડુંગર તરફ ગઇ. ત્યાં પાણી ઉંચે ને ઉંચે ચડવા લાગ્યું. ત્યાંથી પાલખી ડોલતી-ડોલતી ''પાવાગઢ'' પર ગય. ત્યાં રોકાઇ ગય. પાણી હજી ઉપરને ઉપર ચડતું હતું. પાવા ડુંગર પણ ઉંચે વધતો ગયો. પાવાએ

રેલવી, રેલવાને કહ્યું તું ઉંચે વધીશ તો અમે આકાશમાં જઇશું પણ બીજ નહિ. આથીએ ''રૈલવી-રેલવો'' બોલ્યા, અમને એક પણ જીવને જીવતો નહી રાખવા કહ્યું છે. અમે બધા જીવ નષ્ટ કરીશું. ઘણા પ્રયત્નો કર્યા. પાવા ડુંગરે બીજ આપ્યું નહી. બીજને બચાવ્યું તે બન્ને પાવાગઢ ઉપર કંદમુળ ખાઇ જીવવા લાગ્યાં.

થોડા દિવસ પછી પાણી ઓસર્યા ત્યારે ડેડિ-ડેડોએ છાતીનો મેલ કાઢી રાવકાગડી તૈયાર કરી પાણી ઓછું થયું રે નહિ કયાંક ટેકરી ડુંગર જમીન છે કે નહિ તે જોવા માટે રાવકાગડીને મોકળીએ ફરીને પાછી આવી. પાલખી ઉપર બેઠી ફરી આઠ-પંદર દિવસ પછી મોકળી તો ફરી પાછી આવી નહી. ત્યારે તેઓ સમજી ગયા કે પૃથ્વી પર કાગડીને જગ્યા મળી ગય છે. ત્યાંજ જમીન પર ફરવા લાગી. ડેડિ-ડેડો અન્નના હોવાથી જંગલમાં પાંદડા, કંદમુળ, ફળ ખાઇને જીવવા લાગ્યા. તેઓ ભાઇ બહેન હતા, તેઓ પાપ કેવી રીતે કરે છે. તેથી તેઓ હગ્યા, મુતર્યા, પુકયા અને તેમાંથીજ સંતાન પેદા થયા. પછી તેમનો વંશવિસ્તાર થતો ગયો. એ સંતાનો પણ કંદમુળ ખાઇને જીવવા લાગ્યા. તે એક જ લોહીના હતાં તેમને રોટી-બેટી વ્યવહાર કેવી રીતે કરવાનો તેથી જાતિઓ બની. તેમાં પહેલા વંશમાં હરિજન, પાવરા, ભીલ, વાણિયા, ગુજર, બોડા એમ વિવિધ જાતિઓનું નિર્માણ થયું. ભગવાને જાતિઓની વંહેચણી કરી અને જન્મ પ્રમાણે હિસ્સા વંહેચણી-કામની વહેંચણી કરી. હરિજનોને સુતર આપ્યું. પાવરા ભીલોને ખેતીકામ આપ્યું. વાણિયાઓને ધન આપ્યું. ધંધા કરવાનું કહ્યું. બોડા સમાજને દેવ-દેવતાઓની મૂર્તિઓ આપી. ભગવાન જન્મ અનુસાર બોલાવ્યા. હરિજન મોટો હતો. એને પહેલો બોલાવ્યો. ત્યારે એ નાહ્યો ના હતો પછી જઇશ એમ વિચારીને પાછો ફર્યો. એ જ વખતે વાણિયો ગયો. તેને લક્ષ્મી મળી નહિ તો લઉ. હરિજનને મળત. એ પછી સૌને છેલ્લે હરિજન નહાઇને ગયો ભગવાન કહ્યું, જે હતું તે વંહેચાઇ ગયું. ખિસ્સામાં હાથ નાંખ્યો, તો સુતર મળ્યું એ આપ્યું અને કહ્યું આ સુતર લે. હાથે વણીને કપડાંની રેસાદર લંગોટી બનાવીને વેચ. કુણબીને થોડું સુત આપ એ થોડું ઘણું અનાજ આપશે એનાથી ગુજરાન ચલાવજે, એટલે હરિજનો ખેડૂત પાસે જાય છે. ખેડૂત ખેતર ખેડતા પહેલા હળને સુતર બાંધે છે, તેથી કનબીનું અનાજ વધારે થાય સે, પાકે છે. આજે પણ આ પ્રથા જોવા મળે છે.

•

# જુનું જંગલ હતું અત્યારે નથી તો ગયું ક્યાં?

વિરેશ રાઠવા, સિંહાદા

આજે જંગલ ખાતાવાળા વનકટી એહલું માને કે જંગલને આદિવાસી મટાડી દિધું પણ એહલી વાત નીમે. અને જંગલ ખાતાવાળા એહલું વિચારે કે હમું નવા ઝાડુ ઉગાડીને પેહલા હોતુ તેહલા ઝાડુ મોટા કરહુ પુણ હીમની આહલી વાત કરતે કરતે વરહુ જતા રીયા પણ હિમના એક પણ ઝાડ મોટું કરી હકાયું ની. અને ઉપેરથા કેય કે ઝાડુ બધા આદિવાસી વાડી (કાપી) નાશ્યા.

છોટાઉદેપોરથી દહ કિલો મિટર હુદી જંગલ આવેલું સે. તિમે પાડવેડ ઢુકડું હિયાહું (સિયાદા)આવેલું સે. તિમે પેહ્લાના ડાહલા વાતુ કરતલા કે બાબા નાહરીયે બહપોરે કઇથી જવાય ની એતરું બધું અગરું હોતું તિમે ભૂલે પડી જવાય અને બિહેક લાગે એહલું હોતું. હમારા માણહું રાંદવા પુરતા અને પોતાના ઝુપડી બાધવા પુરતા લાકડા લાવતલા તિમે મોટા મોટા ઝાડુને ઘાસડા (ઘાંચી) આવીને ડહવાયી આપણા ખેતરને હેડેથી ઝાડુ વાડીને (કાપી) લિતા રેતલા. અને નિ આલે તેને બિહાણીને લિતા રેતલા. તિમે જંગલ ખાતાના વનકટી 'કો' કરતલા.

પેહલું આતરું બધું જંગલ હોતુ તે આજે કોઇપણ ગામડા ના ઘોરુંમે નિમેનુ એકપણ લાકડું દેખાતું ની અને આદિવાસી તે લાકડાને વેસીને વચ્યા

વાલો હોય એહલું દેખાતું નિ તે પસેણ દેત બધું લાકડું જ્યું કાં તે મોટામે મોટો પરશન છે. આજે આનો જવાબ કોઇ આલવા તિયાર નિમે. અને હુદા ભોલા અને પોતાના મેંતે મેનત મજુરી કરીને જીવવા વાલાને કેય કે જંગલને તમું મટાડી દિધું. હેતરું હાસું કે ગામના કોઇક લોકું પોતાના પેટ પુરતા એક ભારો વેચીને આવે પણ એતરામેં આખું જંગલ ખુટી નિ જાય.

આજે કોક ખેડૂત ખેડતો હોય તિના ખેતરમે ઝાડુ રોપીને તેયા જંગલ ઉભું કરવાનું કેય પણ હમું જે ભોંયમે અનાજ નિ પાકતું હોય તે ઝાડું ઉગાડ હું પણ બિજા કોયને નિ આલીયે. આહલો પરશન બધા ગામોના આદિવાસીઓનો સે. તે હમું હમારા ગામની સિમ પુરતો હક હમારો સે. તિમે બિજા કોઇને હમું પોગ મેલવા નિ દિયે.

આ વાત એક ઘોર કે ગામ પુરતો નિમે પણ આખા દેહનાં કે રાજનાં બધા ખેડૂત ભાયોનો આ પરશન સે. તે આહલો કાયદો ઘડવા વાલાને પણ થોડો વિસાર કરીને કરવા જોવતલુ. તિમને કોઇના પેટ પોર પાટુ મારવાનો કોઇ હક નિમે. પહેલાનાં ડાહલા બધા ગામના માણહું એક બિજા ભેગા મલીને સાજે માહે કામ લાગતલા તેમે આ બાહેરથા આવલા તેયા નવા નવા કાયદા ઘડીને ભોયને ભોય સુટા પાડી દેવા કરે. એહલું લાગે છે અને આપણે કા કોઇનો ખેતીમેં થોડુક ખેડવાની વાત છે? આ તો આપણે વરહુંથી ખેડતા આવતા તિની વાત સે. એતરે આપણે કોઇ કેય કે નિ કેય પણ આપણે જે કરતલા તે કરવાના. એતરે કે આપણે પેહલથી ધરતી માળીનું નામ લેદા પસેણ ખલે ખેતર કે કામે કાજે જવા વાલા, જ હી કોય નાનલું છોરુને પોતાની યાચના દુદલેયું ધાવતું સડાડવા જેહલી વાત સે.

આજે આપણે રાત દાહડો જંગલમે રેવાવાલાને આપુણને હાચ કેય કે તમુત લાકડા વાડી વાડીને આખા ડુગોરુ ને ડુગોરુ પાહીર બણાવી દેદા એહલું કેય પણ આયી વાત સાસી હોય તે આજે કોઇ પણ ગામના આદિવાસી ખપ કરતે વધારનું લાકડું કોઇ ભેગું કરેલુ દેખાતું નિમે. અને કોઇ મોટા મોટા હાગડા વેચી રૂપિયાવાલો હોય જો હોય એહલું દેખાતું નિ. તે પેહલાનું જુનલું જંગલ આજે કા જતું રીયું તિનું કોય વિચારતું નિ. અને હુદા કેય કે આદિવાસી હં બધા જંગલોને ખાયજા એહલું કેય તે કેવાવાલાને કેહલું દેખાય. તિમને હો થોડું ભાળી દેખીને કેવા જોઇએ. આજે કેય કે દિલ્હીની મોટલી કોરટનો હુકમ સે કે એહલું બિજગાર્ડ કેય પણ હમું મોટલી કોરટનું નામં હો વારું જાણતા નિ. અને તે કોરટ આપણા બધાની હોહે. તે બધા માણહું ને પુછીન હુંકમ કરે કે પસેણ મોટા મોટા ચાર પોચ જણા ભેલા હોય કરતા હોય તે હમારી જીનગીનો મોલ તેયા એખલા કરે તિને હમું કકહી માની લેવા તિની કઇ હમુને ખબર પડતી નિ.

•

* આદિવાસી તરીકે આપુણ જંગલોના માલિકો સે.
* ખેતીની જમીન આપણી પોતાની જ છે અને એનો વિકાસ કોઈની મદદ ન મળે તો પણ કરવો એ દરેક ખેડૂતની ફરજ સે.

# આદિવાસીનો વગડા હંગાથનો સંબધ

✍

કલ્યાણી દેસાઇ, તેજગઢ

આદિવાસી એત્રે આયી ભોંય પરનો પેલ્લો મોનહ. જે વગડામાં રેતા આવેલા સે. જીમને વગડા હંગાથ પોર્યા જેત્રુ વાલુ સે. વગડા મે રે સે. વગડાની પેદાશો તેમનું જીવન સે. ઝાડવાના ઓહળુ તેમની દવા સે.

એક 'માનવી' તરીકે હમારે કેવાનું હોય તે કેય કે આદિવાસી એવ્યા જુનલા જમાના (પ્રાચીન) કાળથી ભારતના જંગલોમાં રેહલા સે. જેરું માનહની ઉત્પતિ થય તે પેલ્લો માનહ આદિમાનવ હુતો. આદિમાનવ એત્રે આદિવાસી અન તીનો જલમ જ વગડા મે થેલો હુતો.

આદિવાસી ખેડુત શોણ જગતતાત ની કેવાતો પુણ પોષકદાતા સે. દુનિયાના બધા માનહ જે ખાવાનું ખાય સે તેવ્યુ એક ખેડુતની મેનેતથી પેદા કરે સે. તીનુ ઉત્પાદન ની કઇ ફેક્ટરીમાં થાય. એમની ભોય એત્રે એક જીવતા માનહની જેમ સે. ખેડૂતને પોતાની ભોંય અન વગડા પર મમતા હોય સે. ભોંયનો એક કટકો પણ ઇમના માટે જીવનનું પારણું સે. જેમ નાનલું પોર્યુ પોતાની આંશ હોમે ભાવથી જુવે સે. એહલી રીતે આદિવાસી ખેડુત પણ પોતાની ધરતીમાળી હોમે જુવે સે. પોતાના પૂર્વજોની ભોંય હાચવવા લીધે ભુતકાળમાં બિરસામુંડા જેવા કેત્રા આદમીયો જીવના બલીદાન આપ્યા સે. અન અતારે પણ જેર એદ આદિવાસીયો ની ભોય, વગડો ખુચવાય રેલો સે. તેવ્યું ભારીકને આદિવાસી ખેડુતનું મન કેત્રુક દુખ થતું હોહે. તેનો વચાર (કલ્પના) કરવો ઘણો અઘરો સે.

અતારની પરિસ્થિતિમે સરકારે નવા

કાયદાઓ ઘડયા સે. જીને ખેડુતો પોતાની પૂર્વજોની ભોંય પ્રાચીનકાળથી ખેડતલા સે. સરકાર કે સે એવયેણ ભોંય જંગલ જમીનમે જાય સે. પણ સરકાર એ ની જાણતી કે જંગલની જમીન છે કોણી? આ કાયદાની તેવ્યા આદિવાસી પાહેથી ભોંય અને વગડો ખુચવી લેવા હીને સે. પણ એ ભોંય વગડો સરકારના હુતા દ કો? એ વગડાની ભોંયમે ઝાડવા થોણવા એ આદિવાસી ઇનાથી છેટા કેવી રીતે રી હકે?

કેહ્ના ટેમથી ફોરેસ્ટખાતાવાળા જંગલની હાચવની કરે સે. તીમે ઝાડવા થોણે સે. પણ સમય જતા જંગલો ઘટતા જ્યા. શું તેનો નાશ પણ આદિવાસી જ કરે સે.

વગડો અને ભોય તો આદિવાસીની માળી સમાન સે. અને કયું પોર્યુ પોતાની આંશની છેટૂ રી હકે? અને કયુ પોર્યુ પોતાની આશની રખવાળી ની કરી હકે? પોતાના જીવના જોખમે પણ તેઓ તીયાર હુતા, તીયાર સે. અને જેર કે તેર તીયાર સે. વગડો ભોંય બચાવવા જોયે. દેહમાં રેતા બધા માનહને આ પડકાર સે અન દેહમાં રેતા બધા નાગરીકની આયી ફરજ સે કે પોતાની ભોય વગડો હાચવે.

•

## ખબર

તેજગઢ ખાતે આદિવાસી પ્રશિક્ષણ અકાદમીમાં પુસ્તકાલય પણ છે. જેમા દેશ-વિદેશના પુસ્તકો, જેમાં આદિવાસી સાહિત્ય, ગુજરાતી સાહિત્ય, હિન્દી સાહિત્ય, લોક સાહિત્ય-લોક સંસ્કૃતિ, કળા, ઇતિહાસ, માનશ શાસ્ત્ર, પુરાતન શાસ્ત્ર તેમજ ભારતીય અંગ્રેજી સાહિત્યની પુસ્તકો આદિવાસી પ્રશિક્ષણ અકાદમી તેજગઢના પુસ્તકાલયમાં રાખવામાં આવેલ છે.

સંપર્ક

આદિવાસી પ્રશિક્ષણ અકાદમી, તેજગઢ

ઝોઝ રોડ-તેજગઢ રેલ્વે ફાટક પાસે, મુ.પો : તેજગઢ,

તા : છોટાઉદેપુર, જિ : વડોદરા (ગુજરાત) ૩૯૧૧૫૬

# સબંધ

✍

સોનલ રાઠવા, તેજગઢ

'સબંધ' શબ્દ માત્ર ત્રણ અક્ષરથી બનેલ છે. પરંતુ આ ટૂંકો શબ્દ એ વિશાળ દષ્ટ્રી આપી જાય છે. અને એક પ્રશ્ન મુકી જાય છે કે સબંધ એ કયાં છે? અને કોની વચ્ચે છે? સમગ્ર સૃષ્ટિમાં એક વિચારશીલ નજર ફેરવીએ તો ખ્યાલ આવે છે કે દરેક દરેક સજીવને કે પછી નિર્જીવને કોઇને કોઇ રીતે એકબીજા સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સબંધ હોય છે. જેમ કે માનવ ને માનવ વચ્ચે, માનવ ને પશુ વચ્ચે અને પશુને પશુ વચ્ચે આવી જ રીતે દરેક જીવને એક સૃષ્ટ્રિ સાથે સબંધ હોય છે. અને આ સબંધ ના આધારે તેનું અસ્તીત્વ ટકી રહ્યું હોય છે. કારણ કે દરેક સજીવને પોતાનું જીવન ટકાવવા માટે સુક્ષ્મ રેતીના કણથી લઇને તેની મુખ્ય જરૂરીયાત હવા, પાણી, અને ખોરાક ઉપર આધાર રાખવો પડે છે. તેના લીધે તે કુદરત સાથેના સબંધથી જોડાયેલો હોય છે.

માનવ જીવન ની એકેએક બાબત એ કુદરત સાથેના સબંધથી જોડાયેલી હોય છે. કુદરતના આધારે જ માનવીનો સામાજિક, સાંસ્કૃતિક, શારિરીક, તેમજ માનસિક વિકાસ થાય છે. પરંતુ કુદરત એટલે શું? આ પ્રશ્નના જવાબમાં કહી શકાય કે, સમગ્ર સૃષ્ટીમાં આપોઆપ જ સાહજિક રીતે જેની ઉત્પત્તિ થાય છે તે કુદરત, જેમાં નદી, પર્વત, જંગલ, આકાશ હોય

છે. જ્યાં બીલકુલ બનાવટ કે કૃત્રિમતા નથી હોતી. આવી કુદરતી બાબતોને આધારે અસંખ્ય જીવો ટકી રહ્યા છે. જેમાં મનુષ્ય જાતિમાં એક સમાજ એવો છે કે જે બીલકુલ કુદરતને આધારે જીવે છે. અને તે સમાજ છે 'આદિવાસી' સમાજ.

વર્તમાન સમયમાં વિશ્વ જ્યારે આધુનિકતા પાછળ દોટ મૂકે છે. જ્યાં દોટ ભરવા માટે પણ યંત્રોનો ઉપયોગ થાય છે, તેવા સમયમાં હજુ પણ આદિવાસી સમાજ એવો સમાજ છે કે જે કૃત્રિમતાને બીલકુલ સ્પર્શ કર્યા વગર કુદરતને આધારે જીવે છે. પોતાની દરેકે દરેક જરૂરીયાત કુદરતમાથી પુરી કરે છે. આ સમાજના સબંધો પ્રાચીન સમયથી લઇને અત્યાર સુધી જોવામાં આવે તો જંગલ સાથે જોડાયેલા છે. પ્રાચીન ઇતિહાસ જોઇએ તો જંગલ સાથે જોડાયેલ આદિવાસી સમાજે અન્ય સમાજને ઘણા બધા યોગદાન આપ્યા છે. જેમાં પથ્થરના ઓજારોની ભાત, જંગલની પેદાશમાથી બનતી જુદી જુદી કલાકારી, આદિવાસી સમાજનું લોકસાહિત્ય, લોકવિદ્યા, આવી અનેક મહત્વની બાબતો આદિવાસી સમાજે જંગલમાં રહી જંગલ સાથેના સબંધને આધારે ઉભી કરી છે. આમ આદિવાસી સમાજની સંસ્કૃતિ, સાહિત્ય તેમજ અન્ય સમાજ માટે ઊભી કરેલ જીવન જીવવાની સરળતા એ દરેક બાબત જંગલના આધારેજ શકય બની છે. આ ઉપરથી કહી શકાય કે આદિવાસી અને જંગલનો સંબધ માછલીને પાણી સાથેના સબંધ જેવો છે. માછલીનું જીવન પાણી વગર કયારેય શક્ય ન બની શકે. જો પાણી ન હોય તો માછલીનું અસ્તીત્વ મટી જાય છે. આવી જ રીતે આદિવાસીનો જંગલ સાથેનો સબંધ માછલી અને પાણી જેવો છે. જો આદિવાસીને જંગલથી દૂર કરવામાં આવે તો આદિવાસીની સ્થિતી વગર પાણીના માછલા જેવી થઇ જાય અને ખૂબ જ ટૂંક સમયમાં આદિવાસી સમાજનું અસ્તીત્વ મટી જાય, જો આમ થાય તો ભારત દેશ જે આદિવાસી સમાજ ના સાહિત્ય અને સંસ્કૃતિ ઉપર ગર્વ કરે છે, તે ગર્વ એક સ્વપ્ન બની જશે.

હાલના સમયમાં આદિવાસીને જંગલથી જે રીતે દૂર કરવામાં આવે છે, તે જોતા એમ લાગે છે કે આદિવાસીને જડમૂળથી ઉખેડવામાં આવે છે. આ જડમૂળથી દૂર થયેલ આદિવાસીને આ પૃથ્વી પર જીવન ટકાવવું ખૂબ મુશ્કેલ થઇ પડે છે. સરકાર એક તરફ આદિવાસી સમાજને તેના જડમૂળથી ઉખેડવાની કોશીશ કરે છે. અને બીજી તરફ આદિવાસી વિકાસની વાતો કરે છે. આ જોતા એમ લાગે છે કે સરકાર આદિવાસીને પેટ ભરવા માટે જમવાનું તો આપે છે, પરંતુ પાણી વગર તરસ્યા રાખે છે. આ પ્રકારનું સરકારનું વલણ આદિવાસી પ્રત્યે રહેશે તો ખૂબ જ થોડા વર્ષોમાં આદિવાસી અને આદિવાસી સમાજનો અંત આવી જશે, અને તેના કારણે ભવિષ્યમાં આદિવાસી સમાજ એક હકીકત મટીને સંગ્રહાલયમાં એક યાદગીરીના રૂપમાં સ્થાન પામે તો નવાઇ નહી.

•

* કડાયા ગુંદર અને બીજી ઔષધીય વનસ્પતિનો ઉછેર ઓછામાં ઓછી જમીન ધરાવતા ખેડૂતો પણ કરી શકે છે.

# આદિવાસી અન પોલીસ

ચેતન રાઠવા, હરવાંટ

આપળે પોલીસ હંગાથ ઘણી બધી રીતે સંપર્કમાં આવીયે સે. એમ તો આપળા રક્ષક સે. અન તીને લીદે તીમને કેતરીક સત્તા આલવામે આયવી સે. કેતરીક વખત આવી સત્તાનો અવળો ઉપયોગ કરવામે આવે સે. તીના લીધે આપળે આપળા અધિકારો જાણી લેવા જોઇએ. આપળે હંગાથ સંપર્કમે આવીયે તેર કેતરાક મુદ્દા ધ્યાનમાં રાખવા જોઇએ

- કાયદો દેશના દરેક વ્યક્તિને લાગુ પડે સે.
- પોલીસ અન કાયદો એ પરજાના રક્ષણ માટેસે.
- દરેક વ્યક્તિ કાયદાથી રક્ષણ મેળવી હકાય સે. પછી તે નબળો હોય કે માલદાર (સબળો)
- પોલીસ હંગાથ કેતરીક સત્તા સે. પણ તીનો અરથ એવો નીમે કે તેવ્યા એમને ફાવે તેમ કરી હકે એમને પણ કાયદાનું પાલન કરવાનું હોય સે.
- કાયદામે એવું કેવામે આવ્યુ સે કે જો તરકળા કોઇની હંગાથ ખરાબ વર્તન કરે તે તીમને પણ સજા થાય સે.
- હવેથી મહત્વની બાબત એ સે કે આપળે આપળા હક્કને વળગી રેવું જોયે. જો આપળા હક્કનું પાલન ન થાય તો આપળે ઉચ્ચ અધિકારી પાસે જઇ હકીએ સીએ.
- પોલીસ હંગાથની યોગ્ય મદદ મેળવવા માટે આપળે પણ થાય તેટલી મદદ કરવી જોઇએ

## ધરપકળ

- આપળે ધરપકળ કરતા પહેલા પોલીસએ આપણને ધરપકળનું કારણ બતાવવું પડે સે.
- ધરપકળની વિગતવાર માહિતી પોલીસ આપળુને આપવી પડે સે. એકલું તમારે નામે ફરિયાદ સે એવું કહીને ધગડા તમારી ધરપકળ કરી હકશે ની.
- ધરપકળ સમયે બિનજરૂરી દબાણ કાયદાની વિરુધ્ધ સે.
- પોલીસ સ્ટેશને લી જવા માટે હાથકડી પહેરાવી હકશેની.
- કેતરાક પ્રકારના ગુના માટે આપળુને કોઇપણ જાતના ખબર પત્ર વગર ધરપકળ થઇ હકે સે.
- કાયદાકીય જોગવાય લીધે આપળે વકીલની મદદ માંગી હકીયે છીયે.
- હાથકળી પહેરાવવી એ ગેરકાયદેસર સે. હાથકડી ફક્ત રીઢા ગુનેગાર કે કસ્ટડીમેથી ભાગતા ગુનેગારોને પહેરાવી હકાય સે.
- પોલીસએ ધરપકળની જાન ન્યાયધીશને તાત્કાલીક કરવાની રેહે.
- ૨૪ કલાકમાં ધરપકળ કરેલ ગુનેગારને ન્યાયધીશ આગળ હાજર કરવાનું રેહે.
- ન્યાયધીશના હુકમ વગર ગુનેગારને ૨૪ કલાકથી વધુ વખત કસ્ટડીમાં રાખી હકશે ની.
- આપળી સલામતી માટે આપણે આપળા મિત્ર કે સંબધીને આપળી હગાથ પોલીસ સ્ટેશનમાં રાખવાનો અધિકાર સે.

## પોલીસ સ્ટેશનમાં

- પોલીસ કસ્ટડીમાં પોલીસ દ્વારા મારવું, હેરાન પરેશાન કરવું એ ખુબજ ગંભીર ગુનો સે.

- માત્ર પોલીસ કસ્ટડીમાં હોવાના લીધે પોલીસ સ્ત્રી આરોપીને કોયપણ શારિરીક છેડછાડ કે શોષણ કરી હકશે ની.

- જો કોઇ પોલીસ સ્ત્રી આરોપીને છેડતી કરવાનો પ્રયત્ન કરહે તો તેના નામ અને શારિરીક વર્ણન પરથી તેની ઉપર ન્યાય મોગી હકાય સે.

- જો આપળુને પોલીસ કસ્ટડીમાં મારકુટ કરવામે આવ્યો હોય કે છેડછાડ કરવામા આયવો હોય તો આપળે ડૉક્ટરી તપાસની માંગ કરી હકીયે સે. સરકારી ડૉક્ટર આપળી તપાસનું પ્રમાણ પત્ર આપે સે.

- તેર પછી આપળે ન્યાયધીશ સમક્ષ ન્યાયની માંગણી કરી હકીયે સે. હંગાથ ડૉક્ટરનું પ્રમાણપત્ર જોડવું.

- સ્ત્રી આરોપીને ફક્ત સ્ત્રી કસ્ટડીમાં રાખવું જોઇયે. જો સ્ત્રી કસ્ટડી ની હોય તો બીજા પોલીસ સ્ટેશન કે જો સ્ત્રી કસ્ટડી હોય તા લય જવું જોયે.

- સ્ત્રી આરોપીને ફક્ત સ્ત્રી પોલીસ તપાસી હકે સે.

## કસ્ટડીમાં પુરાયેલા આરોપી કઇ રીતે જોમીન મેળવી હકે સે.

ગુના બે પ્રકારના હોય સે. જામીની અન બીનજામીની. જામીની ગુના માટે આરોપી પોલીસને જામીન આપી છુટી હકે સે. જેર બીનજામીની ગુનામાં ન્યાયધીશના હુકમથી છુટી હકાય સે.

- ગુનાના આરોપી ઘરપકળ કરવામાં આવે તેર પોલીસે આરોપીને જાણ કરવી જોયે કે પોલીસ જામીન મંજુર કરી હકશે કે ન્યાયધીશ પાસે જામીન મંજૂર કરાવવા પડહે. અન જો પોલીસ ન જણાવે તો આરોપીએ આ વાત પોલીસને પુછી લેવી જોયે.

- જો પોલીસ જામીન આલવાની હોય તે આપળે આપળા હગા કે મિત્રના જામીન આલી છુટી હકાય સે.

- જોમીન મેળવવાની પ્રક્રિયા ખુબદ સાદી સે. આપળે વકીલની મદદ વગર પણ જામીન મેળવી હકીએ છીયે. પોલીસ આપળુને એક ફોર્મ આપશે એ ભરીને આપણે આપવાનું હોય સે. તીમા બે માનહ (આપળુને જોણતા) એ આપળા વિશે પૈહાની જામીન આલવાની હોય સે. જોમીન આલવાના સમયે કોઇ પૈહા આલવાના ની હોતા.

## શું વ્યક્તિ પુછપરછ દરમ્યાન કાયદાકીય મદદ અથવા મિત્રની મદદ લઇ હકે સે?

- હોવે, મદદ લઇ હકે સે. પોલીસની ની પાળવી જોયે ની.

- આપળે એવા પ્રશ્નોના જવાબ ટાળી હકીયે કે જે આપળુને ગુનાહિત ઠેરવતા હોય

- બીજા બધા પ્રશ્નના આપળે સાચા જવાબ આલવા જોયે.

- એકલુ પુછતાછ લીધેદ તરકડા આપળુને કસ્ટડીમાં પુરી હકશે ની.

- તરકળા આપળુને કોય પણ દસ્તાવેજ પર સહી (અંગૂઠો)કરવા દબોન કરી હકશે ની.

### તપાસ દરમ્યાન

- એકલી સ્ત્રી પોલીસજ સ્ત્રી પોલીસજ સ્ત્રી આરોપીને તપાહી હકે સે.

- આદમી પોલીસ બયર આરોપીના ડીલની તપાહ કરી હકશે ની.

- આદમી પોલીસ બયર માનહના ઘર ની કે દુકાનની તપાહ કરી હકસે ની.

- તપાહ ફળિયાના બે આગેવોન આદમીની હાજરીમાં થવી જોયે.

- તપાહ દરમ્યાન જે પણ પુરાવા મળે અથવા ન મળે તેનું પંચનામું કરીને એક કોપી આરોપીને આલવાનું હોય સે.

- જે માનહ આપણને તપાહે તીને પણ તપાહતા

પેહ્લા તપાહવું જોયે.

**દાખલ કરવાની પ્રક્રિયા**

(પ્રથમ માહિતી રિપોર્ટ) દાખલ કરવા માટે કોય નિયુક્ત પ્રક્રિયા નીમે, આપળે આપણને આવળે તે રીતે ફરિયાદ દાખલ કરી હકીયે સે.

- આપળા FIR રિપોર્ટમાં બનાવને સંબધીત બધી સાચી માહિતી હોવી જોયે. જેવી કે આપળું નામ, સરનામું, આરોપીનું અથવા ગુનેગારનું નામ સરનામું, ગુનેગારનું વર્ણન સ્થળ અન બનાવનું વર્ણન.

- જો આપળુને લખતા આવડતુ ની હોય તેર આપળે મૌખિક ફરિયાદ પણ કરી હકીયે સે.પોલીસ આપળી મૌખિક ફરિયાદ લખહે અન વોચી હમભરાવહે. લખેલી વાત હાચી હોય તેર આપળે સહી (અંગૂઠો) નું નિશાન આલવુ જોયે.

- ખોટી માહિતી ઉપર આપળે સહી કરવી જોયે ની.

- પોલીસ પાહેથી FIR ની એક નકલ લેવી એ આપળો અધિકાર સે.

- આપળી હાથે સાક્ષી હોવા જરૂરી નીમે. પરંતુ જો આપળે એવું લાગે કે આરોપીનું પોલીસ પર દબાણ સે. અથવા પોલીસ ગેરવર્તણુક કરે એવી શક્યતા હોય તો આપળુને આપની હગાથ સલામતી માટે મિત્રો સગાસંબધીને રાખી હકીયે છીયે.

**ગુજરાતી ભાષાંતર : ઉમેશભાઈ રાઠવા, પાલીયા**
**રાઠવી ભાષાંતર : ચેતનભાઈ રાઠવા, હરવાંટ**

# વગળાની ભોંય આપળી આયા સે

✍

નીલમ ગઢવી, બોડેલી

જંગલ શબ્દ કાને પળે તેર દુનિયાના દરેક માનહના મનમાં અન મગજમાં જંગલમાં રેતા માનહ વિશે એક શબ્દની ધારણા બંધાય સે. અન તે શબ્દ સે ''આદિવાસી''

એકલો આદિવાસી જ જંગલ હંગાથ સંકળાયેલો સે તેવું નીમે. તમુ ઇતિહાસ તો જાણતા હોહે ભગવોન રોમ પણ ૧૪ વરહ જંગલમાં રહ્યા હુતા. પાંડવો પુણ ૧૨ વરહ જંગલમા રયને દુર્યોધન જેવા દુર્જનને મારવા અશસ્ત્રો અન શસ્ત્રો તીયાર કરતા હુતા. તે પછેન સ્વામિનારાયણ ભગવોન પણ ૭ વરહ જંગલમા રીન તપ કયરુ. અન પોતાના ભકતો લીધે સુખના વરદાન માંગ્યા. આપળે કેરુક વિચાર કર્યો કે જો જંગલ ની હોય તો ભગવોન રોમ વન વિચરણ માટે કયાં જ્યા હોત. પાંડવો પણ જંગલ વગર કયાં ગયા હોત. ભીલ શબરી પણ જંગલમાં રહીતો ભગવોન રોમની પ્રિતી થઈ, એકલવ્ય પણ ભીલ હુતો. તે પણ જંગલમાં ગુરુ દ્રોણાચાર્યનું માટીનું પુતળુ બનાવી એવી ધર્નુવિદ્યા શીખ્યો કે તે અર્જુનને પણ પાછળ પાડી દીધો હુતો. સ્વામીનારાયણ ભગવોન પણ વનવિચરણ અન તપ કરવા લીધે કયાં ગયા હોત. જંગલ વગર આ વાતની આપણુને કલ્પના પણ કરી હકતા ની. પણ આ સરકારને કોય હમજાવે કે જંગલ આદિવાસી માટે એકલું જંગલ જ નીમે.

જંગલ જમીન તીની આયા (માં) સે. જંગલની જમીન ખેડીને તેવ્યા માની છાતીમેથી ધાણ પકવે સે. આ મા જેવી જમીન (ભોંય) ને સરકાર કહે કે ખાલી કરી દો. તો શું આપળે ખાલી કરી દેહુ. ની આપળે તીનો વિરોધ કરહું. કયારે પણ દીકરાઓ તીની માને સોડી દીધી સે? તો વગડાની ભોંય આપળી મા સે. આપણી મા આપળે બીજાને આલીયે તેવા આપળે કપાતર નીમે. અન જો આપળે ભોય આલી દીયે તો આદિવાસી જાતિ ઉપર કલંકની કાળો ટીલો લાગી જાય. આવું કાળું ટીલોની લાગે તે લીધે આપળે એક થવાની જરૂર સે. આપળે સરકાર હામે ઉગ્ર વિરોધ કરીશું. રેલી કાઢીશું, સુત્રોચ્ચાર કરશું. આના લીધે આપળુને જેલમાં જવુ પડહે. તરકડાનો માર ખાવો પડે તો પણ ''ટસ ના મસ'' તો આપળે ની જ થઇએ. અન દુનિયાને બતાવી દેહુ કે આદિવાસી જ્યા હુદી શાંત સે. ત્યાં હુદી જ બાકી જેર તે ઉગ્રસ્વરૂપ ધારણ કરે તે, તે કોઇનું માનતો નથી.

અન છેલ્લે હું એતરુ ચોક્કસ કેહ કે આદિવાસી પોતાનો હક્ક એતરે કે જમીન મેળવવા કોઇપણ હદે જવા તીયાર સે. તીમને કોઇપણ સરકાર રોકી શકશે ની.

●

# ભંડોળ ફળિયા

✍

મનિષા વરિયા, તેજગઢ

૧) ભંડોળ ફળિયાની શરૂઆત : ૦૧-૦૮-૧૯૯૯
૨) કિયા કિયા મલકમાં (વિસ્તાર) : વડોદરા, પંચમહાલ, નર્મદા (ગુજરાતના)
૩) ભંડોળ ફળિયાની શરૂઆત ભાષા કેન્દ્ર હુકમ કરી?

ઇ.સ. ૧૯૯૬ થી છોટાઉદેપુર વિહતારની આહ-પાહના કલાકારો (મોતીકોમ, મૂર્તિકોમ, પિઠોરાકોમ, માટીકોમ, પેચવર્ક) હંગાથ ભાષા કેન્દ્ર દ્વારા કોમ શરુ કરવામે આવેલુ. આહ્યા કોમ દરમ્યાન ઓયેના આદિવાસીમિત્રો હંગાથ જે વાતો થયેલી એ જાણીકને હમારા કાર્યકતા જબરો એવો આંચકો અનુભવલો કે આત્રા બધા શોષણ વચમે આહ્યો આદિવાસી સમાજ કકમ જ ટકી હયકો હસે?

આહ્યા શોષણનું એકાદ દાખલો આપવાનું મન થાય સે. આયા મલકમે મોટલા ભાગના આદિવાસી હંગાથ ૨ થી ૩ એકળ ભોય સે. તેવ્યા દર વરહ ખેતી કરે સે. તીના લીધે જોયે તે બિયારણ, ખાતર, દવા લાવવા બધા આદિવાસી ખેડૂત પૈહા ધીરનાર હંગાથ વ્યાજ્યા પૈહા લાવે સે. તેવ્યા વ્યાજનો દર રૂ. ૧૦૦૦ પર રૂ. ૫૦૦ હોય સે. મુદત કરતે વેળા પૈહા ખેડૂત આપે તેર પણ ૧૨ મહિનાનું જ વ્યાજ આલવું પડે સે. આહ્યુ ઓછુ હોય તેમ પાછુ આદિવાસી ખેડૂત જે ધાણ પકવે તે પણ પૈહા ધીરનાર શેઠને જ વેચવું પડે સે.

દાડે દાડે દુનિયા વૈશ્વીકરણ અને આધુનિકરણ, ખાનગીકરણ જેવ્યા હબ્દોથી જોડવા લાગ્લી સે. આવ્યા શોષણોથી આદિવાસી સમાજને ટકાવવા હશે તો તીમની આર્થિક પરિસ્થિતિમાં હુધારો ઓણવાથી તેવો દુનિયા હોમે ટકી રેહે. આદિવાસી સમાજ આત્મનિર્ભર બની કર્જમુક્ત થાય તે હેતુથી ઇ.સ. ૧૯૯૯ મે ભંડોળ ફળિયાની શરુવાત કયરી.

'સારા કામમાં સો વિઘ્નો આવે' એ કેવત અનુસાર શરુવાતમેં ઘણા ઓછા કાર્યકરોની આયુ કોમ શરુ કયરું. તીમે હેઠે મુજબની આપદાયો આયવી સે.

- ભંડોળ ફળિયા યોજના આયા મુલકમે નવલી હોય લોકુને ગોમ-ગોમને ઘોર-ઘોર હમજાવવા જવું પડયું.
- કેત્રાક રાજકીય એજન્ટો જુદી-જુદી યોજનાઓ આલવાના બોને લોકોને છેતર્યા હોય કે તેવ્યા લોકુ હમારા કાર્યકર્તાઓ અન સંસ્થા પર વિશ્વસા મુકતા અચકાતા હુતા.
- કેત્રોક ટેમ પૈહા ધીરનાર અન સ્થાપિત હિતો દ્વારા લોકુને અવળે રોહે દોરવાના પ્રયત્નો થયા.
- બેંકમાં ખાતા ખોલવા લીધે તેમજ બેંક ધિરાણ વખતે ઘણી બધી આપદાનો સામનો કરવો પડયો.
- કોમી તોફાનો વખતે યોજનામાં જોડાનાર માનહો અન બેંક હંગાથનો સંપર્ક તુટતા ચાર-પોચ મઇના હુદી બચત કરવામેં આપદા આયવી હુતી.

ભંડોળ ફળિયા યોજના વિષે તાલીમ હુકમ ચાલુ કરવી પયડી?

ભંડોળ ફળિયા યોજના વિષે ઓછી હમજણ

તેમજ ઘણી બધી અવરી હમજણ બચત મંડળીના સભ્યો વચ્ચે હુતી. તેમજ તેવ્યાઓને બચત મંડળીના સંચાલન વિષે ખુબદ ઓછી જાણકારી હુતી. કારણ કે સંચાલન કકમ કરવુ. તેમજ યોજનાના ટૂંકા ગાળાના અન લોંબા ગાળાના ફાયદાથી સભ્યો અપરિચિત હુતા. બચત મંડળી સ્વરોજગાર અપાવવા અન આદિવાસીઓનું સ્થળાંતર તેમજ શોષણ અટકાવવામાં કેતરીક સક્ષમ સે તે ખ્યાલથી અપરિચિત હોવાથી તાલીમ શરુ કરવી પયડી.

**ભંડોળ ફળિયાની તાલીમનો અભ્યાસક્રમ (આઠ દાડા)**

૧) પરિચય : સેલ્ફ હેલ્પ ગૃપનું મહત્વ, ચલાવવાની પધ્ધતિ

૨) હિસાબ સાચવવા

૩) બેંકની પધ્ધતિ : બચત અન ધિરાણ, વ્યાજની ગણતરી

૪) ધિરાણના નિયમો અન તે માટેની પ્રક્રિયા

૫) મળેલ ફંડનું મહત્વ (બી.પી.એલ)

૬) ગૃપના સભ્યો અન પ્રમુખ મંત્રીની જવાબદારી

૭) સેલ્ફ હેલ્પ ગૃપની પોતાના ગોમના માટેની જવાબદારી

૮) ગ્રામ વિકાસ કેન્દ્રનુ કામ, ગ્રામ વિકાસ કેન્દ્ર પ્રત્યે તે ગોમની જવાબદારી

**ભંડોળ ફળિયાની તાલીમનો અભ્યાસક્રમ (બે દાડા)**

૧) ગૃપનું કાયદાકીય સ્વરૂપ

૨) ગૃપમાં લોકશાહી, ગૃપની સામાજીક જવાબદારી

૩) માઇક્રો એન્ટરપ્રાઇઝનો અર્થ

૪) નાબાર્ડની માહિતી

૫) માઇક્રો ક્રેડિટનું અંતિમ ધ્યેય

૬) સેલ્ફ હેલ્પ ગૃપના પ્રતિભાવનું વર્ગીકરણ

૭) આપદાઓ નિવારવા કરવાના ઉપાયો

૮) સેલ્ફ હેલ્પ ગૃપનું ટુકા ગાળાનું અન લાંબા ગાળાનું આયોજન

૯) સેલ્ફ હેલ્પ ગૃપના આયોજનના વિવિધ પાસાઓ

**ભંડોળ ફળિયાની તાલીમથી થયેલ ફાયદા અને આજની સ્થિતિ :**

- બચત મંડળીની શરુવાત ક્યાં,કોને, કયારે અન કેવા સંજોગોમાં કયરી એ વિષે જાણકારી મયલી.
- મંડળી અમારી જ સે. અને અમારે જ જાતે ચલાવાની સે એ હમજતા થયા.
- બેંક, વ્યાજ, ખાતુ ખોલાવવું, બેંક સાથેની લેણ-દેણ જાતે કરતા થાય સે.
- બચત મંડળ ચલાવવાના નિયમો, દસ્તાવેજો, લોન લેવી, લોન ભરપાય કરવી વગેરેથી પરિચિત થયા.
- આંતરિક ધિરાણનું મહત્વ સમજતા થયા.
- મંડળીમાં બચત ન કરવાથી કેટલું શોષણ થાય સે તે વિષે હમજતા થયા સે. તેમજ વેપારી પાસે જવાનુંથોડા ઘણા અંશે બંધ થયુ સે.
- સભ્યોમાં સામાજીક જાગૃતિ આયવી સે.
- ભાષાની વિકાસશીલ યોજના (મધ માખી પાલન, પાણી મંડળી, અનાજની મંડળી) માં સભ્યો જોડાવા લાયગા સે.

# આદિવાસીઓની જરૂરિયાત?

ગોવિંદ રાઠવા, તેજગઢ

આપણે જાણીએ છીએ કે યુગોથી આદિવાસી સમાજ તમામ કઠિન પરિબળોનો સામનો કરતો આવ્યો સે. અને હાલમાં પણ કરી રહ્યો સે. બદલાતા જતા સમાજ પ્રવાહમાં આદિવાસીઓ ખુબ જ અગત્યનો ભાગ ભજવતો આવ્યો છે. આદિવાસી સમાજને હાથા બનાવીને અન્ય પ્રજાએ પાછળ ધકેલી દીધો છે. આદિવાસી સમાજ નાનામાં નાના કામથી માંડીને અનેક મોટા કામ પણ કરી શકે છે. પરંતુ જરૂર છે માત્ર સહારાની? પરંતુ ઉચ્ચ વર્ગના લોકો આદિવાસીઓને તુચ્છ, અજ્ઞાની, જંગલી અને ગમાર જેવા ગણીને સતત અવગણતા આવ્યા છે. અને હાલમાં પણ અવગણે છે. જેના લીધે આદિવાસીઓનો વિકાસ અધૂરો રહ્યો છે. હાલની ચાલતી સરકારોએ પણ પૂરતું ધ્યાન આપતી નથી. ફક્ત વોટબેંક ઉભી કરવા પૂરતા જ આદિવાસી સમાજને યાદ કરે છે. ત્યારબાદ આદિવાસી સમાજ બાજુ પાછા વળીને જોતા પણ નથી. ઊલટું આદિવાસીઓના નામે ઘી-કેળા ખાય સે.

આવી અનેક વિકટ સમસ્યાઓ વચ્ચે ઘેરાયેલો આદિવાસી ધોબીના કૂતરાની જેમ ન ઘરનો ન ઘાટનો બની ગયો છે. હજુ કયાં સુધી આવુ ચાલ્યા કરશે? ચાલો હવે નવા બદલાતા પ્રવાહમાં આદિવાસીની શી અપેક્ષા છે? તે વિચારીએ. આદિવાસી સમાજની પ્રજા ખંતીલી, સાહસવીર, ઉત્સાહી, ઉમંગી અને માયાળુ છે. તેઓને માર્ગદર્શકોની અને આર્થિક મદદની જરૂર છે. સાથે આદિવાસીની પ્રણાલીમાં, જીવનલક્ષી શિક્ષણની જરૂર છે. આજના યુવાનો યુવતીઓ આદિવાસી સમાજ અને ઉચ્ચવર્ગની વચ્ચે અટવાયા કરે છે તેઓને ઉચ્ચવર્ગના સમાજના જીવનના રીતરિવાજોની સમજ આપીને આદિવાસીની જીવનશૈલીનું મહત્વ સમજાવીને પોતાના સમાજના જ સાચા રિવાજો કુદરતના ખોળામા રહીને કુદરતી જીવન ગુજારવાનો માર્ગ બતાવવો જરૂરી છે.

ભારતદેશ ખેતીપ્રધાન દેશ છે. પરંતુ દુઃખની બાબત એ છે કે દેશનો ખેડૂત દુઃખી છે. હાલની સરકારો અને સમાજસેવકોએ ફક્ત શહેરી લોકોને ધ્યાનમાં રાખીને જ દરેક યોજનાઓ ઘડે છે. દરેક વિકાસની વાતો કરે છે જ્યારે ગરીબ પ્રજાના માપદંડ નક્કી કરવામાં આવે છે. ત્યારે પણ શહેરમાં વસતા ઝૂપડપટ્ટીના લોકોની સરખામણી કરવામાં આવે છે. આવી પરિસ્થિતિમાં ગામડામાં રહેતી અસલી આદિવાસી અને ગરીબ પ્રજાને જોવાની કોઇને ફુરસદ નથી. આદિવાસી પ્રજાની ઘોર ઉપેક્ષા થતી આવી છે. અને થઇ રહી છે. હાલમાં જો નાનામાં નાના આદિવાસી ખેડૂતને તથા ખેતમજૂરને ધ્યાનમાં રાખીને આર્થિક આયોજન કરવામાં આવે તો દેશના વિકાસમાં તેઓ મહત્વનો ભાગ ભજવી શકે છે. જે સરકારી પડતર જમીનો છે તેમાં કારખાના, ફેક્ટરીઓનો બેફામ ઉપયોગ થઇ રહ્યો છે. અને પ્રદુષણ ફેલાઇ રહ્યુ છે. તેના બદલે ગરીબ આદિવાસી અને મહેનતુ લોકોને જમીન ભાડાપેટે આપીને કે કાયમી આપીને દેશના અર્થતંત્રને મજબૂત કરવું જોઇએ. અને ગરીબી ભૂખમરો મટાડવો જોઇએ. દૂર કરવો જોઇએ. સાથે સાથે આદિવાસી સમાજના લોકોને ગૃહઉદ્યોગો સ્થાપવા માટે લોન-સબસીડી આપવી જોઇએ. હાલમાં સરકારશ્રીએ વિવિધ યોજનાઓ દ્વારા આદિવાસી સમાજના વિકાસ માટે પ્રયત્નો કરે છે. પરંતુ ખરા અર્થમાં ગરીબ સુધી પૂરો લાભ પહોંચતો નથી. અધવચ્ચેથી લાભ ખવાઇ જાય છે. જેથી એ નક્કર કાર્ય થાય તે જરૂરી છે.

# આદિવાસી ભૂમિ સંઘર્ષ

સંકલન: નારણ રાઠવા

તા. ૧૭-૭-૦૩, ગુરૂવારના રોજ બપોરે ૧૧ વાગે છોટાઉદેપુર મામલતદાર, નાયબકલેકટર, આદિવાસી પ્રાયોજના ઓફિસ, કોલેજ, જેલી મોટી-મોટી ઓફિસોની મોટી જગામેં જંગલ-જમીનના પરશનની વાતુ કરવાને લીધે છોટાઉદેપુરના ગોમડોના ભાશો-બુનો કવાંટના, પાવી જેતપોરના અન પંચમહાલ જિલ્લામેથી નર્મદા, જિલ્લામેંથી મોટલી સંખ્યામે ભાશો-બુનો આદિવાસી ભૂમિ સંઘર્ષ સમિતિ ના ભાશો જાહેર સભામે ભેગાયા, તેર તીમા આદિવાસીઓ હંગાથ કોમ કરતા આગેવાનો અને રાજકીય પક્ષના આગેવાનો આવેલા.

છોટાઉદેપુર તાલુકાના રંગપુર અઢલીના એક સાહેબ અર્જુનભાઇ રાઠવા એ કીધુ કે આવી સમિતિ એતરે કે આદિવાસી ભૂમિ સંઘર્ષ સમિતિ પછોડના ચાર, પોંચ મહિનોથી આ પરશન ને ધીમો રીન રાગે રાગે ચલાવવાનો એ અન આદિવાસી ભૂમિ સંઘર્ષ સમિતિ જ્યાં મહિને એક તારીખે સાયકલ પર દાંડી જેલા, દાંડી જતા પેલા આપી લડત હિંસક વાટેની પુણ ગોંધીની વાટે અગોળ વધે તીનાને લીધે ગુજરાતના ગોંધી ની વાટે ચાલતા સમાજના કાર્યકર એવા શ્રી નારણભાશ દેસાઇને વાટમેં મયલા. તીનાની હંગાથ આપી લડતની શીખ લીધી. અન તેર પછેન દાંડી જવા બધા લડતને અગોળ લીજવા ધીમા ધીમા જવાનું વચન લીધું. પછેન વડોદરા, પંચમહાલ અન નર્મદા જિલ્લાના કેલ્લાક ભાગુમેં જંગલ જમીનના પરશન ખેડૂતોને ભેગાયા, અલેગ-અલેગ ગોમોમેંથી ગોમની જમીન કોઇ કોઇની જતી રેય સે. તીનાનો ઠરાવ કરીઓ, તેર પછેન તા. ૫ જૂન, ગુરૂવાર વડોદરા મેં ૧૫૦૦ (પંદરસે) જેલ્લાક આદિવાસી ખેડૂતોની રેલી કાઢવા મેં આવી હુંતી. અન અલગ-અલગ પેપરોવાળાને મલીયા, પછેન તા. ૬-૫-૦૩ શુક્રવારના દાડે આદિવાસી ભૂમિ સંઘર્ષ સમિતિનું મંડળ વડોદરા જિલ્લાના જંગલના સાહેબશ્રી સિંઘને મયલા. તીનાને આવો પરશન શોંતિથી થાય તેવું કરવા કીધું. તીનાને છોટાઉદેપોર આવીકને આયા પરશનવાળા જંગલ-જમીન ના ખેડતા ખેડૂતોને જંગલ-જમીનનો પરશન હમજાવવા કીધુ પુણ તીહ્યો આવાવની તિયારી ની બતાવી. આ પરશનના નિરાકરણ ને લીધે જંગલ વિભાગની મોટલી ઓફિસના ચુકાદાના ખેડૂતો હંગાથ ૧૯૮૦ પેલ્લાની જે જમીનનો કબ્જો સે. તેઇયા જમીનની સ્થળ પર આવીકને ચકાસણી કરવાને લીધે સાથ આલવાની ખાતરી આપી. તીમા પુણ જિલ્લા જંગલ અધિકારીએ કોઇ રસ લીધો ની. એલ્લે સંઘર્ષ કરવો પડે તેમ લાગ્યું. આવી જાહેરસભા બીજા રાજકીય સે. અન તે માત્ર જંગલ જમીનના પરશન ને લીધે સે. એવી વાતુ કરી. તેર પછેન મોટલા મોટલા આગેવાન વાતો કરી. તીમા ધારાસભ્ય સુખરામભાઇ રાઠવા અન છોટાઉદેપુર તાલુકાના પંચાયતના પ્રમુખ કનુભાઇ રાઠવા સે. આયા પરશનના નિરાકરણને લીધે તેવો આદિવાસી ભૂમિ સંઘર્ષ સમિતિની હંગાથ રેવા કીધું. અન જંગલ વિભાગના આવા કોમની લીધે નિરાશ થીયા હુતા.

અન આદિવાસી ભૂમિ સંઘર્ષ સમિતિને અગોળ કોમ કરવાની અન બધા ભેગા મલીન કોમ કરવાની વાતુ કીધી. પછેન સાંસદ શ્રી નારણભાઇ રાઠવા, માજી મંત્રી શ્રી મોહનસિંહ રાઠવા, માજી નાણાં મંત્રી શ્રી અનંતભાઇ મહેતા તીનાના અગોળના કોમની વાતુ કીધી અન આયા પરશનનો ઉકેલને લીધે કોમગીરીને વાતુ બતાવી અન આવા પરશનને કોઇપુણ પ્રકારનો રાજકીય મતભેદોને પાહે મેલીન આપી લડત અગોળ ચલાવવાની અને પરિણોમ સુધી જવાની તીયારી બતાવી.

આવી સભામે ગુજરાતના અલેગ-અલેગ દિશામેંથી આવલા સમાજનું કોમ કરવાવાળા, પેપરોવાળા અન અવલ વિચારવાળા સંઘર્ષ સમિતિને ગુજરાતના મોટલું કોમ કરવાવાળા ને મળીન હંગાથ રેવાની વાતુ કીધુ. વેડઘીથી આદિવાસી એકલા પરિષદના મોટલા ભાઇશ્રી અશોકભાઇ ચૌધરી અને વકીલ દિપકભાઇ ચૌધરી આવેલા હુતા. તીનાને આદિવાસીઓ જ હાચલા જંગલના ભાઇબંધ સે, અન હાચલા જમીનના માલિક સે. તેમ કીધુ અન જમીનની લડતને જીવવાની લડત હંગાથ રાખીન કોઇપુણ બોગે જમીન હાચવવા કીધુ અને કીધુ કે આદિવાસીઓને આઝાદી પેહ્લા અંગ્રેજોથી અન પછેન દેશવાસીઓ હંગાથ અન્યાય અને ઠગાય સે. તેમ કીધુ. 'જનપદ' ના મંત્રી શ્રી હરિણેશભાશએ આવા લડતને લોકુંની લડત સે. એમ કીધુ અને જંગલની હંગાથ જંગલના આધારે જીવનારાઓને છેટા કરે છે, તીનાને કોઇપુણ ભોગે રોકી ની રેવાય, અન આવી લડતમેં સ્ત્રી-પુરૂષ અન જુવાના છોરાએ મોટલી સંસ્થામે ભેગા થવા કીધુ, પછેન ગુજરાતમેં જોણીતો એવો લખવાવાળો, અન સમાજનું મોટલા કોમો કરવાવાળો અન ગોંધીજી જેવું વિચારવાળો એવા શ્રી દિગંત ઓઝા અને ઇન્દુકુમાર જાની પુણ આયવા અન કીધુ તીમા ઇન્દુકુમાર જાની આપી. જમીનમે જંગલ હમારા બાપદાદાના મૂળિયા સે. હાડકા સે, તીનાને કોઇપુણ ઉખેડી શકે ની તેમ કીધુ, પછેન કીધુ કે આપુલા દેહમેં ઓગષ્ટ મહિનો ક્રાંતિનો મહિનો ગણાય સે. એતરે ૨ જી તારીખે મોટલી રેલી કાઢી અન આવેલપત્ર રાજ્યપાલને આલવાનું કીધું. અન તે રેલી મે મોટલી સંખ્યામે ખેડૂતોને ભેગાવા કીધું.

એકલવ્ય સંગઠનના મહામંત્રી અન સાંસદ શ્રી મધુસુદન મિસ્ત્રીએ તીનાની વાતુમે કીધુ કે આપુણ ભોંય લેવાની કોઇપુણ ની તાકાત નીમરે, ૧૯૯૦-૯૨ મે પુણ આવી લડત કરેલી ને વાતુને ઇયાદ કરેલી અન કીધુ કે આવી લડત પાછી કરવી પડહે તેવું તીનાને જરી પુણ ખબેર ની આયવી. પુણ જંગલના ઝાડો હચવાયા સે ને આદિવાસી ને લીધે, અન રેહે તે હો આદિવાસીને લીધે રેહે, અન જે દા'ડે આદિવાસી ખેડૂતો વિફરશે તેર જંગલખાતુ કશું હો ની કરી હકે. તીનાની વાતુમે શીખ આલતા કીધુ કે, આપુણ વરહોથી ખેડતા આયા સે, તે જમીન કોઇપુણ ભોગે છોડવાની નીમરે.

જંગલ વિભાગ ઝાડ થોણહે તે ઉખેડી નાખવા પુણ નવી જમીનમેં પન ની નાખવો તેમ કીધુ. એતરે કે જુની આલીયે ની. અન નવી લેહું ની. આવો પરશન આદિવાસીઓનો એતરે નીમરે, જંગલની ખેડતા ખેડૂતોનો નીમે, પુણ બધા ખેડૂત સમાજનો સે, તીમા બીજા આદિવાસી ખેડૂતો પુણ આવી જાય સે, તે વધાર વસાર કરીન કીધુ કે પૂર્વ પટ્ટીમેથી બધુ પશ્ચિમ બાજુ મે જાય સે, ઓથી ચપરોટા, પોણી, લાકડુ અન મોનહો પુણ પેલી બાજુ જાય સે, તીનાને બદલવું પડહે. તેમ કીધુ. પોતે રાજકીય હોવા પુણ આપી લડતને વધારે મોટલી ગણે સે. તેમ બધા કોંગ્રેસી આગેવાનો ને કીધું. આવી લડત સરકાર વિરોધ જ્યારે, તીનાની સાકળ આવશે. તેર પુણ આયા

પરશનને કચકચાવીને વાતુ કરવા કીધુ, લોકુને કીધુ કે કોઇપુણ પ્રકારેની બીક રાખ્યા વગર લડતમે ભેગાવુ પડહે. તેમ કીધુ.

છેલ્લે આદિવાસી કલા, સંસ્કૃતિ, ભાષા અને હક્કોની સાચવણી માટે કોમ કરતા એવા મોટલા સાહેબે ડૉ. ગણેશ દેવી એવા આદિવાસી ભૂમિ સંઘર્ષ સમિતિની સભામે ગુજરાતની બધી પાહેથી આવેલા આગેવાનોથી તીનાને અવલ લાગેલું. તેઓ કીધુ કે આજની સભામે બે માજી મંત્રીઓ, એક ચાલુ એવા મંત્રી, બે સાંસદો અને માજી ધારા સભ્યો અન છોટાઉદેપુરના તાલુકા પંચાયતના પ્રમુખ આવેલા અન આદિવાસી ભૂમિ સંઘર્ષ સમિતિની હંગાથ રીને કોમ કરવા કીધું.

એતરુ વારલું બધા લોકોને લાજ્યું.

# રિપોર્ટ

ભારતી રાઠવા, ખજૂરિયા

તા. ૭-૯-૨૦૦૨
શનિવાર

ભારતીબેન પારસિંગભાઇ રાઠવા. જ્યારે મે ઘરે કોમ કરતી હુતી અને પછી અમારી ગુજરાતી શાળામાં ધો-૪ માં અભ્યાસ કરું છુ. તેમાં મે અભ્યાસમાં એટલે બધી હોશિયાર હતી નઇ. પરંતુ જ્યારે ભાષા કેન્દ્ર દ્વારા ગામડામાં અનૌપચારિક સ્કુલ ચાલુ કરવામાં આવી તીમાં અમારા ગામમાં ખજૂરીમાંથી નયનાબેન.એલ.રાઠવા અમને ભણાવા માટે આવતી હુતી. તે બેનનો ઓળખાણ થવાથી મે પણ એમની નિહારમાં દાખલ થઇ અને બેન મને અભ્યાસમાં વધારેને વધારે મદદ કરતી હુતી.

નયનાબેન અમને રમત વિશેની માહિતી આપી હુતી. તેમાં અમને બધીજ રમત વિશે જાણકારી આપી અને પછી અમને એવો વિચાર આવ્યો કે અમે પણ હવે રમતમાં ભાગ લઇશું.

જ્યારે મે અમારે અલગ અલગ ગામડામાંથી ૪૦૦ વિદ્યાર્થીઓ બોલાવ્યા હતા તેમાથી મે પણ એની અંદર ભાગ લિધો હુતો. અને એમાંથી સિલેક્ટ ફક્ત ૨૫ વિદ્યાર્થીઓને ટ્રેનિંગ માટે ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્રમાં મુક્યા હતા. તેમા મે પણ પંદર દિવસની ટ્રેનિંગ લીધી હતી.

જ્યારે અમે પંદર દિવસની ટ્રેનિંગ લીધા બાદ અમને તા. ૩-૧-૨૦૦૨ ના રોજ વડોદરા જિલ્લા ગ્રામિણ આર્ચરી સ્પર્ધા નસવાડી ખાતે યોજાયેલ તેમાં જિલ્લા કક્ષાએ પ્રથમ આવી રાજ્ય કક્ષાએ જવા માટે પસંદગી થઇ છે. તા. ૪-૯-૨૦૦૨ ના રોજ વડોદરા જિલ્લા બાવ એથલેટિક્સ સ્પર્ધામા આઇ.પી.સી.એલ ગ્રાઉન્ડમાં ટુર્નામેન્ટ થઇ તેમાં મે રાઠવા ભારતીબેન પારસિંગભાઇ લોન્ગ જમ્પ (લાંબો કૂદકો) ૩.૫૨ મીટર સેકન્ડ-૪૦૦ મીટર માં સિલ્વર મેડલ કુલ બે પદક મેળવ્યા છે. અને રાજ્ય કક્ષાએ જવા માટે પસંદ થયા છે.

હું ભારતીબેન પોતે કહું છુ કે મે રાજ્ય કક્ષાએ ચંદ્રકો મેળવવા હું વધારે ને વધારે મહેનત કરીશ. એવી મારી ઇચ્છા છે. પણ તમે બધા મને મારી પરિસ્થિતિ સારી ન હોવાથી મને મદદ કરશો. કારણ કે મારે બાપુ નથી અને અમારી જવાબદારી મા પર છે. એટલે મારી તમારા બધાનો સાથ મળવાથી મે આગળને આગળ જવાની ઇચ્છા રાખું છું.

આ હું ?

# વિકાસ કે વિનાશ?

નારણ રાઠવા, તેજગઢ

પેલ્લેથી રહવાવાળા આદિવાસીઓનો સંબંધ વગડાની હંગાથ પેહલેથી જ સે, અન વગડામેંથી મલતેલી, વહતુ હંગાથ તીનાનો સંબધ વધારે વારલો સે. આદિમોનહ પેલ્લેથી બધી વહતુ એલ્લે કે તીનાને જીવન જીવવા જેવી વહતુ જેવી કે, તીયા ઝાડું-બીડું, ખાવાનું, રહવાનું, પેરવાનું, લાકડા-પથ્થર નું હથિયાર (ઓજાર) અન હળગાવવાનું વઘર (આગ) આલ્લી બધી વસ્તું વગડામેંથી આદિવાસી વાપરતો હુંતો.

આદિવાસીના રિત-રિવાજ એયું આદિવાસી મોનહના રિત-રિવાજના મૂળ સે. એક ટેમમેં (સમયે) આખો દુનિયાનો એલ્લે કે જો આદિમાનવ રેતેલો તો આખા વિસ્તારમેં વગડાથીજ ભરેલો હુંતો, તે આજ હુંધી વગડામે રેતેલા આયા સે, તે આદિવાસી કેહવાયા, આમ આદિવાસી સંસ્કૃતિજ આદિવાસી કુદરતના સ્થાનકોથી વગડાને જીવનનો સંબધ બતાવી દે સે, આદિવાસી વિકાસ વગડા હંગાથ થતો આયો સે.

પુરો વગડો સાફ થી જ્યોં.
હાવ આપુન ધરતી માડીને
અન આપુન સાફ કરવાનુ વાતુ
ચાલુ થી જેલી સે.
આપુન ધરતી માડી જહે, એલ્લે
આપુન નોમ ની રેય, નોમ ની રેય,
ફળિયો ની રેય, મોનહો કો-કોં થી જહે,
જુનલા ઝાડું ની રેય, જે આપુન દેવ મોનીને
પુજતેલા તે, આપુન પૂર્વજ હુતો,
આપુન ઘોર ની રેય, પૂર્વજ નો આત્મા (જીવ) રી જહે
પછેન નવલા ઝાડું મેં જહે, જીવને ગમેં નીં
જો વગડો, આપુન ધરતી માડીને છોડી દેહું
તેર રખડી જવા એહલું હમજી લેવું
બધાને ગોમ-ગોમ ખબેર પડી જેલી સે
એલ્લે ભાઇ-બુનો જાગતા રેહીજો.

છોટાઉદેપૂરનો આખો વિસ્તાર વગડાનો સે. પુન પેહલા વગડો એહલો હુંતો કે વગડાની મંઇ ઘોરૂ સે કે ની તે હો દેખાતેલા ની. વગડાના બધા મોનહો ઉદાપોર હાટ મે શનિવારના દાહડે આવે તેર ઉદાપોર હાટ લાલ રંગનું પી જાતેલું. અન આજે વગડો ભાળે તેર ચપરોટા દેખાય. અન ડુંગરી પેર ચઢી ભાળે તેર ઉદાપોર હો દેખાય.

જો બધો વગડાનો ઝાડો? વચાર કરો ભાસ, આહયા વગડાને (પામ્યા) અન હાવ આપુન ખેડતેલા ભોંય લેવા આવી પડેલા.

આપુન ઇયાળી હરખી ધરતીમાડીને ની આલીએલા ભાસ.

# આપણાં આદિવાસીઓની જીવન સંસ્કૃતિ હાસવીએ

નારણ રાઠવા, તેજગઢ

ભારતના કાયદામાં બધાને હક્કો આલવામાં આવે સે, પુન આદિવાસીઓ પોતાના હક્કો ભોગવી શકતા ની. તીનાનું શોષણ કરવામેં આવે સે, મોટલા ભાગના આદિવાસીઓ વગડામેં, ડુંગરામેં રેય સે. આદિવાસીને જીવન જીવવાની લીધે પરંપરાથી તીનાના તોના હથિયાર સાધન પેર આધાર રાખવાનો હક્ક સે. પુન રાજ અને વન વિસ્તારો અન તોનીં કુદરતની સંપતિને રાજની જાહેર કરી હોવાથી તીના સાધનોના આધારે જીવન જીવવા કરવાના આદિવાસીઓના હક્કો (હક) છીનવાઇ ગયા સે. વગડાના રહેવાસી હોવા છતાં વગડાના ઝાડોની સંપત્તિ લેવાને લીધે રાજના મોનહું, આદિવાસીઓને વગડાની સંપતિનો ઉપયોગ જીવવા માટે કરવા દેતુ ની.

વગડો એ રાજની સંપતિ સે. તો આદિવાસીઓ રેય સે, તો આદિવાસી ભૂમિને ખતમ કરવાનો કોઇપુનને હક નીમે. વગડામાં રેતા આદિવાસીઓનું શોષણ થાય તેર તીનાને બંધ કરી દેવું પડહે !

વગડાને હાચવવો હોહે તો આદિવાસી ને ભેગા થો

વગડાના ઝાંડુને હાચવવા હોહે તો આદિવાસી ને ભેગા થો

વગડાના જાનવરોને હાચવવા હો હે તો આદિવાસી ને ભેગા થો.

વગડાની ભોંય હાચવવી હો હે તો આદિવાસી ને ભેગા થો.

વગડો એ આદિવાસીનો છોરો સે.

# જંગલખાતુ અને આદિવાસી જંગલ સંઘર્ષ તફાવત

✍

ગુમાન રાઠવા, સિંહાદા

આદિવાસી જમીન-જંગલનો સંઘર્ષ હોવો જરૂરી છે. કારણ આઝાદીના પચાસ વર્ષો સુધી સમગ્ર આર્થિક ઉન્નતિના ચિન્હ જોવા મળતા નથી. અને પર્યાવરણ પણ જળવાયું નથી. આદિવાસી જંગલનો નાશ કર્યો નથી, જો કર્યો હોત તો આદિવાસી માલદાર હોય કાં તો તેમની પાસે પણ મકાન હોય પણ અત્યાર સુધી આદિવાસી ના ઘર ઝૂપડાં છે. અને જે હકીકત છે. આદિવાસીના માલિકીના ખેતરમાં મહુડા ના અને તાડના વૃક્ષો સારી રીતે સચવાય રહ્યા છે. કારણ આદિવાસી સમજે છે કે આ મારી માલિકીનું ઝાડ છે. અને તે મને રોજગારી આપે છે. અને સાથે સાથે પ્રકૃતિ અને પર્યાવરણ પણ જાળવી રાખ્યું છે. અને જે જંગલ ખાતું ઝાડ ઉગાડેલ છે. તે માત્ર સ્વાર્થ અને કંજુસ માટે જ આ પ્લાન્ટ કરેલ છે. અને ફોરેસ્ટ ખાતું જંગલમાંથી થતી ઉપજ અને સંપતિ પોતાના માટે વેચી જંગલનો નાશ કરેલ છે. અને ઘણી જગ્યાએ આ જોવા મળે છે. અને આદિવાસી સાચવેલ વૃક્ષો જેમાંથી એક પાન પણ કોઇએ તોડેલ નથી. આ બંને તફાવત જોવા જતાં ખરેખર આદિવાસી જંગલમાં રહે છે અને ઝાડ, પાન વિશે પુરેપુરો અનુભવ આદિવાસીને જ છે નહિ, કે બીજા લોકોને માત્ર સત્તા સંપતિ માટે જ દોડ-ધામ કરે છે. પરંતુ જળ-જમીન-જંગલ વિશે જરા પણ અનુભવ નથી માટે જંગલનું દેખરેખ આદિવાસી કરી શકશે. એવો ઉંડાણથી અનુભવ છે જેમ કે દરેક આદિવાસી પ્રકૃતિ પૂજન કરતો આવ્યો છે અને હાલમાં પણ પોતાના ખેતરમાં આવેલ ઝાડ નીચે બકરા-કૂકડાં ની બલી ચડાવી પ્રકૃતિ પૂજન હાલમાં પણ છે. જે ઝાડને દેવ તરીકે માન્ય રાખવામાં આવે છે.

વૈજ્ઞાનિક કળા આવવાથી ધર્મ અને પ્રકૃતિનો નષ્ટ કરી નાખશે એવી ધારણા છે. આદિવાસી જાણે છે એ તો ચોક્કસ છે. આ બધી કળા જાતને કઇ દિશા તરફ લઇ જવું લાવીને આદિવાસીના હિત કરણમાં છે. બહારથી કોઇ પણ સત્તાધિકારી કે પછી પક્ષ જે વગેરે નહિ કરી શકે.

આદિવાસી પેઢી દર પેઢીને પૂછો તરત જ કહે છે, પહેલા આજ ભૂમિ પર ગાંડ જંગલો અને પુષ્કળ વરસાદ પડતો હતો. અત્યારે તે જંગલો ક્યાં ગયા અને લાકડા-સંપતિ ક્યાં ગયા છે. તે પણ જાણે છે. આદિવાસી માત્ર રહેવા પુરતુ ઝુપડું છે નહિ તેમની પાસે સંપતિ કે લાકડા આ બધા લાકડા શહેરોમાં પીઠા જોવા મળે છે. અને ગેરકાયદેસર કડાવી વેચી મારવું આ એ જંગલખાતું છે. હાથો આદિવાસીને બનાવે અને જેનો લાભ શહેરવાસી તેમજ જંગલ ખાતુ કરેલ છે. જે માત્ર પોતાના સ્વાર્થ પૂરતો જ અધિકાર મેળવે છે. જે પ્રકૃતિ અને પર્યાવરણ જાળવવા માટે નહિ આદિવાસીના ઘણા ખરા અનુભવ છે, કે ઘણી જગ્યાએ જંગલો સચવાય રહ્યા ત્યાં આદિવાસીનો અધિકાર હશે કાં તો આદિવાસી દેખરેખ રાખતો હશે. બીજી આશા વિશ્વાસ ચોક્કસ દિશામાં છે. પ્રકૃતિનું પૂજન કરી સાચવી રાખવું એ માત્ર આદિવાસીના હિતકરણમાં છે. બીજે ક્યાં નથી. દા.ત જે માતાનું

બાળક હોય તેજ તેની સંભાળ રાખે અને માસી તેની સંભાળ રાખે તે તો પોતાના સ્વાર્થ માટે જ, એ સાચેજ શક્તિ છે. તેવી જ રીતે જળ-જમીન-જંગલ આદિવાસી સાચવી રાખે બીજા નહિ. કારણ કે જમીન આદિવાસી ખેડે અને જંગલમાં તેમજ ખેતરમાં ઝાડ પણ ઉગાડે છે. કેટલા ઝાડ ઉગાડવા અને કેટલા ના ઉગાડવા તે આદિવાસી નક્કી કરે છે. દા.ત પૂર્વ પટ્ટીના મહુડાના અને તાડના ઝાડ ગરીબ માટે વધારે ઉપયોગી છે. મહુડાના ઝાડ પરથી ફુલ ની આવક આવે છે. જેમાંથી પોતાના રોજી મેળવી આદિવાસી રોજી મેળવી ગુજરાન કરે છે માટે કોઇ મહૂડાની ઝાડ કોઇ કાપે તો પોતે મરી જવા તૈયાર છે પરંતુ પોતાનુ ઉછેરેલ ઝાડ કોઇ અથવા પોતે પણ કાપે નહિ એવી જ રીતે તાડનું ઝાડ અને બીજા કોઇ પણ ઝાડ પોતાની માલીકીના ખેતરમાં હોય તે, કોઇને કાપવા દેતા નથી. આ મારો દરેક આદિવાસીનો અનુભવ છે. પોતે કાપે તો પણ જરૂર પડે ત્યારે, નહિ કે વેચી ખાવા કે સંપતિ ભેગી કરવા માટે.

આદિવાસી ગામડાઓમાં સૌથી વધારે તાડના ઝાડ હોય છે. ૮૦ થી ૯૦ ફુટ જેટલું આ તાડનું ઝાડ ઊંચું હોય છે. જેમાંથી પોતાની નજીવી કિંમત સાથે વેચી તાડી પોતાના પેટની પૂજા કરવા માટે દરેક આદિવાસી તાડ ઉપરથી તાડી પાડી વેચી બજારમાં આની મહેનત નો લાભ લઇ કમાવી શકે છે. એક તાડ પરથી ૨૦ રૂપિયાની રોજની આવક આવે છે. અને તેજ તાડ પરથી ૨૦ રૂપિયાની તાડી ૧૦૨ લીટર જે બજાર ભાવ ૧૦૦ રૂપિયા બજારની વ્યક્તિ કમાવી શકે છે. મહેનત કરનારને માત્ર ૨૦ રૂપિયા અને વગર મહેનત કરનારને ૧૦૦ રૂપિયા રોજી મળે એવા ૧૦ તાડની ૧૦૦૦ રૂપિયા બજારમાં વેચી રૂપિયા કમાવી શકે છે. જ્યારે આનો અર્થ સ્વાર્થ છે. માટે તાડની તાડનો અધિકાર તાડ ઉછેર કરનાર આદિવાસીનો જ હોવો જોઇએ નહિ કે શહેરવાસી તેમજ જંગલખાતુ નો. કેમ કે ફોરેસ્ટ માત્ર પૈસા કમાવા માટે છે. તેવી જ રીતે મહુડાના ઝાડ ના બીજ ઉગાડી તેમાંથી મહુડા ભેગા કરી, પોતાની રોજી રોટી મેળવે છે. અને વચ્ચે ત્રાહીક વ્યક્તિ જેનો કોઇ અધિકાર નથી તે વ્યક્તિ તેનો લાભ અને પૈસા મેળવે છે. માટે જમીન-જંગલ-જળ આદિવાસીનું જ હોવા જોઇએ. એ શોષિત વર્ગ તેમજ સત્તાધિકારીનું ના હોવા જોઇએ. કેમ કે તેમને બીલકુલ અનુભવ નથી કે ઝાડના મૂળ અને જમીન માફક આવે છે કે નહિ અને આ કયા ઝાડનું બીજ છે. તે શહેરવાસીને કઇ ખબર પડતી નથી. માટે માલીકી જે પાલન પોષણ કરે છે, તેનો અધિકાર હોવો જોઇએ. એવી દરેક આદિવાસીની માંગણી સાથે, અનુભવ સાથે, કામ સાથે વ્યકત કરે છે. અને કે પૈસા ના સ્વાર્થ માટે નહિ.

પ્રકૃતિની પૂજન આદિવાસી શરૂઆતની પેઢીથી કરતો આવ્યો છે. અને અત્યારે પણ કરે છે. પારંપારિક રિવાજ છે. આવા જ રિવાજને અનુસરીને વટવૃક્ષ-વડબિલિવૃક્ષ અને અંજીર ઇ, વૃક્ષોનું પણ પૂજન કરાય છે. પ્રાચીન ઋષિઓને તુલસીપાનના વૈદકીય ગુણોની જે જાણકારી હતી તેની પુષ્ટિ તો આધુનિક વૈજ્ઞાનિક પરિકરણોથી થઇ પરંતુ પ્રશ્ન તો એ છે કે ધર્મ પ્રત્યેની આસ્થાથી પ્રેરિત ઋષિમુનીઓની જેમ આધુનિક વૈજ્ઞાનિક એવો જ પ્રેમભાવ અને પૂજનીયતા પ્રકૃતિ અને તેના અંશો પ્રત્યે દાખવે છે.

•

# વૈશ્વીકરણ અને આદિવાસી

મનિષા વરીયા, તેજગઢ

આપણા દેશમાં આદિવાસી અને વિમુક્ત વિચરતી જાતિની સંખ્યા ૧૦ કરોડની છે. વૈશ્વીકરણથી આ માણસો વધારે ગરીબ બનતા જશે. કેમ કે શ્રીમંતો તો આનો વિરોધ કરવાના જ નથી. કેમ કે તેમને ગરીબ અને અશિક્ષિત માણસોની હવે જરૂર નથી. એક કામ સો માણસો કરતા હતા. તે જ કામ એક કોમ્પ્યુટરથી એક જ વ્યક્તિથી થાય છે. ચીજવસ્તુમાં પણ વૈશ્વીકરણે પગપેસારો કર્યો છે. એક દેશની વસ્તુ બીજા દેશમાં વેચી શકાય. આપણા દેશમાં ઉત્પાદિત વસ્તુના ભાવ ભલે વધારે હોય, પરંતુ તેની કવોલીટી સારી હોવાની તેમજ જે પૈસા મળે તે આપણા દેશમાં જ રહેવાના. ચીનની ગાડી અત્યારે વડોદરામાં આવી છે જે આપણી મજુરી કરતા અડધી કિંમતમાં છે. તેથી સ્વભાવિક છે કે મધ્યમવર્ગ કે શ્રીમંતો આને જ ખરીદે. પરંતુ તેનાથી ચીન આપણા દેશમાં તેનું બજાર ઊભુ કરશે અને તે પૈસા પણ ચીનમાં જશે. જે સમૃદ્ધ દેશ વધારે સમૃદ્ધ બનશે. અને ભારતની પરિસ્થિતી કથળશે. ચીજવસ્તુમાં તો ઠીક. પરંતુ જીવન જરૂરીયાતની ખાદ્ય સામગ્રીમાં પણ વૈશ્વીકરણ. આજે દૂધ પેકેટમાં મળે છે. જેનો ભાવ

આપણી ડેરીના દૂધ કરતા બે રૂપિયા ઓછો છે. જેથી હોંશે હોંશે આપણે તેનો ઉપયોગ કરવાના. પરંતુ વિવિધતાવાળા ખેતીપ્રધાન ભારત દેશમાં પશુધન છે. જેનાથી ડેરીઓ ચાલે છે તેનું શુ? ડેરીઓ બંધ થવા લાગશે ને પશુધનને કતલખાને વેચવા પડશે. કેમ કે એક વાર આવું સ્થાપિત થયા પછી પેકેટવાળા અધિકાર જમાવશે. અને એમનું જ દૂધ લેવું પડશે. શરૂઆતમાં ભાવ ઓછો હશે પરંતુ પછીથી ભાવમાં વધારો થશે. જ્યારે આપણે તેનાથી ટેવાઇ ગયેલા હોઇશું, અને વિરોધ પણ કરી શકીશું નહી.

ખેતીમાં જોઇએ તો ઇ.ઝ.કપાસ કે જેનું બિયારણ બનતું નથી. શરૂઆતના બે ત્રણ વર્ષમાં ઉત્પાદન સારૂ થાય છે. અને હા ઇ.ઝ.નું બિયારણ વાપરે તો તેમની જ દવાનો ઉપયોગ કરવો પડે. જેનાથી ચાર પાંચ વર્ષમાં જમીનમાં રહેલ સેન્દ્રિય પદાર્થ નાશ પામે છે. જમીન પથ્થર જેવી બને છે. પણ આ જ જમીનને કંપનીની વપરાશ માટે વેચવી પડશે. જેનાથી પ્રદુષણની હવા ગામડામાં પણ ફેલાશે.

આપણા દેશમાં વિવિધતા છે, વેરાયટી છે, અમૂલ્ય ઔષધિ છે. જેમાંથી દવાઓ બને છે. તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે વિશેનું મૌખિક સાહિત્ય પણ છે. વિદેશમાંથી આવતા માણસો આપણી પાસેથી આ સાહિત્ય ધ્યાનથી સાંભળે છે, નોંધે છે અને તેમાં થોડો ઘણો સુધારો કરી લેબલ લગાવી દવાઓ તૈયાર કરે છે. અને મોંઘાભાવે વેચે છે. મે આપેલ માહિતીથી તૈયાર થયેલી દવા મારે ઉપયોગમાં લેવી હોય ત્યારે વધારે પૈસા આપવા પડે છે. તેથી આપણી પાસે જે મૌખિક માહિતી સાહિત્ય છે તે લખી નાખવુ જરૂરી બન્યુ છે. જેથી આ મારા દેશનું છે તેવું કહી શકીશું.

બધા દેશો વચ્ચે સરહદ છે. સીમા છે. આવું શા માટે ? પહેલા સમગ્ર પૃથ્વી એક જ હતી. ભૂમિના હલનચલનના કારણે તે ખંડોમાં વહેચાઇ ગઇ અને આપણે તેનું વિભાજન કર્યુ. આવુ શા માટે? સમગ્ર પૃથ્વી ખંડ, દેશ એક જ ના થઇ શકે? એક સમૃદ્ધ દેશ બીજા દેશને સમૃદ્ધ ના કરી શકે? અત્યારે ઇરાક અને અમેરિકા વચ્ચે યુધ્ધ થયુ, આનાથી શું વળવાનું? શા માટે બંને દેશો પોતાની સંપતિ, દારૂગોળાનો દુરઉપયોગ કરે છે? આર્થિક રીતે ઉંચા દેખાવા? પરંતુ તેનાથી ભવિષ્યની જન્મનાર પેઢી કેવી જન્મશે. તેનો વિચાર કર્યો છે? જેના માટે લડી રહ્યા છે. તે દેશમાં બે ત્રણ પેઢીમાં કેવા બાળકો જન્મશે? કોણ શસ્ત્રનો સારો ઉપયોગ કરશે? તેના કરતા જે નવી ટેકનોલોજી કે વિજ્ઞાન છે જે જ્ઞાન મેળવ્યુ છે, તેને સાચવવાનો સારી રીતે ઉપયોગ કરવાનું શીખીએ, લડવાનું નહિ.

આવું જ્ઞાન, આ ટેકનોલોજી આ વિજ્ઞાન આપણા દેશમાં રહેલા ગરીબોને પ્રાપ્ત થાય તેવા વિચારો સાથે આવા વિસ્તારોમાં કામ કરીએ. જેથી ૧૦ કરોડ લોકોમાં સુધાર આવશે. તો દેશમાં સુધારો આવી શકશે. વાતો કરવાથી કાંઇ જ મળવાનું નથી, સાથે કામ પણ કરવું પડશે. આ જ હશે આદિવાસી તેમજ ઉ.ગ.ઝ. ના માણસોનો વિકાસ અને તોજ થશે દેશનો વિકાસ.

•

# ખાદે પિદે દિવાળી વદે તેની હોળી

સુરમલ વહોનિયા, સંતરામપુર

પોંચ પોરિયાંનો બ્હા પિદયો ઇનાના મોટલા પોર્યાન પેનાવવા લીધે મોરેના ગોમમે રેતો. તેરસિંગની પોર્યાન ભાળીન આયો. એતરે પિધ્યો પોર્યાન પેનાવવાને લીધે મનમાં મોટલો થતો ફિરે, દેજ આલવેનું કાંઠુ અન વરહ વારલું ની આયુ તો હુંદી પિધ્યે વિવા કરીઆ. મજુરી કરવા જાય ઇ શેઠિયા પાહેથી ઉપાડ લેતો અન એક ખેતરની જમીન ગરીને મેલી પૈસા ભેળા કર્યાને દેજમે આલ્વાન પોર્યાને પેનાવા લાઓ. પૈહા હાથુમે આયા એતરે પિધ્યો પીન આખા ગોમમે ઝુમાયા કરતો વળે, થોડા દાડા પિધ્યાએ ગોમમે વટ કરીઓ. વિવાના દાડામે કાલો પીન ફિરતો ફરે, વટ કરે અને કરાવે, વિઆદીયા કાડેલા પૈહા વાપરતા ખુટી જતા આયા, એતરે પિધ્યો ઓહરતો જ્યો અને દેવું આલવાની હુજ પડી. માથે (મુંડે) ડબ્બાને પિધ્યો વડોદરે મે મજુરીએ સાલી પડીયો. હાથુમે રૂમાલને નવલી વહુ હંગાથ જ્યોં, થોડાક દાડા કોમ કરીયું ન શેઠીયા હંગાથથી ઉપાડ લેદલો ની પુરો થાય, ઇ પેલા ઘોર પટેલીયા આવી જાં. પોર્યાનો હાહરો તેરસિંગ ઇન પોરીનું ઓણું તેડવા આયો, તીનાન લીધે પિધ્યો બાટલી લાવલો ની પીન બઠા-બઠા ટાશ કરે સે.

પિદયો - ચાળો ની કર ભાશ... ચાળો ની કર... તેરનું પિધ્યાન કમ હમજે સે કે... નામ પિધ્યાનું... આ ઓર-પોર વાળાન પુસતે ખબેર પડે કે પિધ્યાન ઘોર પરોણો આવે તેર કેહ્રા બાટલા ફુટે.

તેરહિંગ -હંગા પિધ્યા... પોરીનું દેજ લીન મોટલો શેયો ઇમ કીહી રાલ પુણ માર ઘોર આવડી તેર બાંસમે બાંદીન મેલવા આવી દે... તેરહિંગ સમકે ઇમાનો નીમે.

પિદયો - નાંમ પિદયાનું.... ગોમમેં ફિરતા પિધ્યા-પિધ્યા લોકુથી જાય સે તે અમથા... બંબા લગાડહું બંબા... આ પોર્યાના વીવામે કઇ લુકા વટ કરી જ્યો. અમથુ થોડી નામ આલે... પિધ્યો વગડામે વાટ પાડે તીમાનો સે.

તેરહિંગ -પિદયા હગ્ગા... તાર પોર્યાન મારી પોરી ગમી તેર આયું હગ્ગા થાયા કી અમથા થોડી ભેગ્ગા બેહાય

પિદયા - તેર હું બીજી બાંટલી મંગાડી રહ્યો રાલ... પોર્યા... ઓ પોર્યા... તારી ઇમને હંગાથથી પૈહા લીન બાટલી લેતો આવ... હમું હજી પિવાના.

પોર્યો -આયા... ઓ આયા... આ બ્હા કસાટી રીયા તેર તન હમળાય કે ની?

પોર્યાની આયા- હું કે ઇની સસડાવું ... કારનો પી પીને તણગીગ્યોસે તી કસાટ હાનો કરે સે.

પિદયો - આ પોર્યાન બાટલી લાવવા પૈહા આલ.... કારનો ગાંગરું સે તાં હુદી હુજ કો ની પડતી...

પોર્યાની આયા - હું કાંહથા આલું.....? મારી પાહે પૈહાની બેક સે તી આલું.... ! વિવાં વખત વિયાદે પૈહા કાડીન ખાવા હારુ દોણા લાવવા ની પુરા થાવા આયા સે તેર તું પોર્યાન કીમનો પાળવેનો... થોડો વચાર કર.

પોર્યો - બા ભારી દારૂડિયો સે, એતરો એતરો પિવે તાંહદી ધરાતો ની.

પિદયો - તુ બાયડીવાળો થી જ્યોં, એતરે ડાયો થતો થી જ્યોં... તારી બાપડીનું દેજ કુન આલ્યું ? તારા

બાહના પૈહા મેલી દે.

**પોર્યાની આયા** -તારી હાડલી હહડાવું... બધા દા'ડાનો દારૂડિયો પોર્યો ગતિ વગરનો તેર તે બાજી રીઓ...

પિદયો - તું બાટલીના પૈહા આલ..... તારા ધણીન ઓળખતી નથી ?.... તારો બાહ બાવા જેવો, કોઇ દા'ડે ઘર ની થાય.

**પોર્યાની આયા** - ઓ તાહરી રખોડી ઉઠાડું તારી... મારા બાહનું નોંમ દે..... તી તારે ઘોર હું ખાવા આયો? બધે દા'ડાનો ભૂખો તારુ નીખોરૂં જાય ગોંડુ પોની પીન ગોંડો થીં જ્યો લાગે.

પિદયો - તાહરો બાહ મુને સેતરી જ્યોં... સેતરી..... ઇમતે પિદયો કાળો કાગડો સે પુણ સેતરાઇ જ્યો... લાડી ભાળવા આયો તી વખત તારા બાહએ તારી જગા પેર તારી બુનને વડાવેલી... તી મન ગમી જેલી તાં પિદયો માર ખાઇ જ્યોં.

**પોર્યાની આયા** - તારું બાજડું મેલું... ઝુપડીના ઠેકાંણાંની ને બઠો બઠો બડાસા કાડે સે...

પિદયો - તારી બોન મન ગમી જેલી... ઇન કો લાવવાનો હુતો પુન પિદયો ગમખાઇ જેલો... પિદયાન તમું વળખતાં નથી...

**પોર્યાની આયા** - તારી રાખોડી ઉડાડું તારી....ઘોર મેં ઉંદડા બુમો પાડે ને મોટો પીન પટલાય કરે તી કોને બતાડે...

તેરહિંગ - પિદયા હંગા... મે કાલનો આવેલો તેર હાવ મે જમ... પોરીનું ઓણું તેડવા આવેલો પોરીન તેડતો જવ...

પિદયો- પિદયાના ઘોરથી એમ થોડી જવાય..... બાટલી મંગાડી તેર......

**પોર્યાની આયા** - પોર્યા તું વોવને ની કીદે... પેલા શેઠિયાના હજુ ધોવાયા ની...મજુરી કરવા જવું પડહે....

પોર્યો - હમુ પાસાં મજુરીયે જવાનાં ..... પાસાં આવીયે તેર આણું વાળવા આવજો.

વોવ - બાપા મેં આવવાની..... ઇ તે બધા દા'ડા મજુરી કરાવે, મારથી એતરી મજુરી નીં થાય

તેરહિંગ - પિદયા હગ્ગા..... વિવાં પેલ્લા કેતલો કે મજુરીયે નીં મોકલું હાઉ કેમ મોકલી રીયો... મારી પોરી ફોરી રે સે... ઇ લાડમાં મોટી થાયલી સે..... ઇનથી એતરૂં બદ્દું કોમ થોડી થાય.

પિદયો - એ પિદયે સુટી આલી...વોવ તું જા... તું તારે આણે જા...

**પોર્યાની આયા** - તારી ઘાટ સસડાવું... તારી ઘાટમાં જાય... એતરું બદ્દું દેહવું થાયું તી કોણ ધોવે... હમણાં આણાં ફરવેનો થોડી વખત સે

પિદયો - એ પોર્યાની આયા... તારા ધણીએ કીદુને... જવા દે... પિદયો બોલ્યો ઇતરે ખલ્લાસ... પિદયાનો કાયદો હાસો, તમારું કોઇનું નીં સાલે. પિદયો વકીલ સે વકીલ...

**પોર્યાની આયા** - તાહરી રાબ રાંદુ તારી... મોહટો વકીલ ... ઠેચી ઠેચીને

તેરહિંગ - પિદયા હગ્ગા તમાર ઘોરનો કાયદો કેવો, તમું વારલા બજારીયાં.

વોવ - બધા દા'ડાના મજુરીયા અન ઝુમાડિયો માણહુંમા તમુ મન હું ભાળીન નાખી... મારે જનમારો કેકમ કાડવો.

તેરહિંગ - દિકરા મન હશે પિવાડીન ભોળવી કાડલા એતરે તે મેં તારી લીધે કેહલુ અન વાતુ કરી લીધેલી, એતરે મેં ભૂલી પડી જેલો.

પિદયો – હંગા મારા ઘોરથી હેમ થોડી જવાય... મે બાટલી મંગાડી રીયો.
વોવ – તેર બા તું કાં હદી બઠો બઠો પીયાં કરે... સાલ આપું જાયે
પોર્યા – તું કાં જાય... ના કીદલા ઇપેર જાવા કરીરી... આ ડાંગોડો ફાટી જાહે
પોર્યાની આયા – દેજના પૈહા કાડલા તી કોણ ધોવે ?
તેરહિંગ – હું આ સાલ્યો..... પોરી તાર આવવું સે કે ?
પિઘ્યો – હંગા રી જા... હું બાટલી લાવર્યો..., હું મેલવા આવીહું...રી જા... પોર્યાની ઇસ... તાર તુ ડોફાઇ માં રી જા... તન આલવી પડહે.
પોર્યા – બા તું આયાને કો કરવા લગાવે..., આયાન સોડ દે... ગળામેંથી છોડ દે... હું લેવા હાબકે... ટોહ પડી જાહે તેર..., આલ સોડ દે.
પિઘ્યો – નોમ પિઘ્યાનું..., તારી ઇસ મારો સાઇબ સે કે... તું પિઘ્યાન નીસું ઘલાડે..., કો જો હંગો મેં ઓણું તેડવા આવવાનો.
પોર્યાની આયા – પી... પી... ન મરવા બેઠો-બેઠો આ એતર, પોર્યાનો નિહાહો લે તાહરી રખોડી ઉડાડુ તાહરી... દારૂડિયો... હગા હો દારૂડિયામે ભાળીયા... તું મહાણામાં ની ભેગાતો તાહરું કાયરું કરુ તાહરુ.
પિઘ્યો – પિઘ્યા અગોળ વટ મારે એમ... ભેળા વળીકને વાતુ મેલહું..., ઉભારો...
પોર્યા – ઇઆ નાહ... નાહ... ચુલામેથી ઉમાડયું લાયો... નાહ...નાહ... એ બા હું કરવા બેઠો.
પિઘ્યો – તારી આયાન નહાડી તું કાં જાવાનો..., તાહરો પુણ ઘાટ ઘડું. નાહીકને કેતરેક જાવાના.
પિદયો – તમું હાથ ની આયા એમ...તેર ઘોટ ની ચોપડું..., કાં રેવાના.

પિઘ્યાએ ઘોરમે ઉમાડયું ચાપી દેહું, વઘેર મેલતા ભડભડાટ થાતુ હળગ્યું. ઘોરને વઘેર મેલી પિઘ્યા ઇના ઘોર હામો વાંકો વળીન બપકારી (કીચીયારી) કરે, કીસયારી હાંભળીકને લોકું હળીમળીને આવી જો. તા હડી પિઘ્યો કીચીયારીને પોગ ઉસા કરી કટીપાહે, પિઘ્યાના નાનલો ભાશ પિઘ્યાન પિઘ્યે ઘોર હળગાવ્યુ, એતરી ખબેર પડતા ઘોરમેથી ડગરો લાયો ની તાજી. પિઘ્યાન ઉબા મોટુની મેહલી એતરે માસલુ તળયે હેમ તળપીગ્યો પુન હામે એહનો કાકો આયો એણે પડતા પિઘ્યાના બાલ જાલીન ઘંઘોટચો એતરે પિઘ્યો ટાડો પડયો અન બે હાથુ જોડીન વોંદવા લાગી લાગ્યો, થોડી ઘરમાં ઝુપડી રાખ થી જી, પિઘ્યાનું હેતું એતરું રાખ થી જ્યું, લોકું ઝુપડીના રાખ ઇપેર પોની રેડયુંની ટાડું ટપ થાઇગ્યુ, પુન હળીમેલીન આવલા કેતરાકે પિઘ્યાન હામે બરોબર મેલી અન પટવાટચો એતરે પિઘ્યાનો હશે, ઉંબરીગ્યો. થોડીવારમે હોતુ ની હોતુ ને લોકું ટાડા પડયા. એમને પિઘ્યાના મોન્હું પિઘ્યાના ઘોર મોટેના લીમડા હેઠે બહાડયા પિઘ્યો એક મોર બઠો-બઠો ઝુપડીની રાખ ધમ ભાળ્યા કરે, ઇના ઘોરના મોન્હું બઠા-બઠા રોવે. તેર પિઘ્યો ઇનાની એની ઝુપડીથી રાખ હામો, ભાળે, રાત લીમડા હેઠે કાડી, બીજે દા'ડે લીમડા નીચે ચુલો બણાયોને પિઘ્યાનું ઘોર લીલા લીમડાની સાયામાં પડયું.

રાઠવી અનુવાદ : નારણ રાઠવા

(ઢોલ : પંચમહાલી ભીલી : ૪ માંથી અનુવાદિત)

•

# ખજાનો લુટાયો

✍

ચેતન રાઠવા, હરવાંટ

બળવા તું હોંભયરુ કે? ગોયણી પુછ્યું હુલા? બળવો કીધું.

પછી ગોંયણી વાત ચાલુ કરી આપણો રાજા ગોમે ગોમ નગરા (દડુડા) ઠોકાવીને કિધુ કેય કે મારા દરબારમે મારા સૈનિકોને અને મને પણ છેતરી જાય તેવો આદમી હોય તે એક મયનામે તે કરી બતાવે.

એવુ કા કરવા રાજાબાબજી કરતા હોહે બળવો પુછ્યું, ગોયણી કેય આવુ, ઘણા બધા રાજા કરતા હોય. જે આદમીઓને પારખે શે.

થોડા દાહડા પછેન બળવો વાળામાં કોમ કરતેલો તેની નજર લોભે લટકાવેલા (ટોગેલો) ગાળવા પેર પડી. તે ગાળવામે મોધ બેઠેલું હુતુ. બળવો કેય કોમનું લાગે શે. બીજા દાડે ગાળવાની પેર ઢાકણુ ઢાકીને તેની પેર કાદો-કીચળ ચોપળી દીધો ને રાજા બાબજીના દરબારના મેદાનમે જીન બેઠો. દરબારમાં બધા ગોઠવાયા એતરે બળવો માથે ગાળવુને ધારપાળને જીન કીધુ. મને જમીન (ભોંય) મેથી ખજાનો મળ્યો શે. તે રાજા બાબજીને આપવા કરુ. ધારપાળ અંદર ગયોને રાજાને બળવાની વાત કીધી. રાજાએ બળવાને દરબારમે બોલાવ્યો. રાજાબાબજી તેના સિંહાસન ઉપર એક પગ અને બીજો પાટલા ઉપર મેકીને અને એક હાથ માથે મુકીને બીજો અડેલો લીન બળવાને ખજાનાની વાત બધી વાતો પુછી. પછી બળવાને રાજાબાબજી કિધુ ખજાનો કારોબારીઓની ખુરશીઓ પાશેળ મેકી તુ બારો બેસ. અમારે ગુપ્ત વાતો કરવાની છે. નેતે પછી હું તને તેડાવુ તેર તુ આવજો. બળવો બારો જીન દરબાર હોલના મેલની પાછળ જઇન હંતાયો.

ખજાનો કારોબારીઓની પાશેળ હુતો. હવે તેની ઉપર એક કારોબારીની નજર બગડી. તેને વિચાર આવ્યો ચાલને ખજાનાનું ઢાકણું ખુલી જાય તેવુ જ શે. બે-ત્રણ રૂપિયા લઇ લવ. પછી તેવ્યો કોઇને ખબરની પડે તેમ પાછળ હાથ નાખીને ખજાનામાં હાથ નાખ્યો. ખજાનામાં હાથ પળતા કારોબારીની ઓંગળીઓ મધમાખીની પુળામે મધમાખીઓ તેના હાથ પેર ચટાચટ બાઝી પડી. કારોબારી તેની દુઃખની વેદના સહીના શક્યો. તેના ઝભ્ભામાં હાથ નાખીને ઉગડો ઉગડો બહારો જતોરીયો.

આ બધુ જોડેવાળો દેખતેલો, તેને વિચાર આયવો. મારો સોરો આવ્યો ભાળી જ્યો રૂપિયા કાઢીલીન નાઠો. ચાલને મે હો થોડાક કાળી લવ મારે કા વધારે જોયે. આમ કરી બીજો હાથ નાખ્યો તેની હાલત પણ પેલના જેવી થી. એટલે તે પુણ છાનો માનો બારો નાઠો. વારાફરતી બધા કારોબારીઓ હાથ નાખીને ખજાનો લુંટી લીધો. માખીઓ આખા હોલમે ભણું...ભણું થી જી. એક માખી રાજાની ડાબે જઇને ચટકાવ્યું. રાજાની પાછળના ભાગમે પડી. તો કારોબારીઓની ખુરશીઓ ખાલી. સૈનિકો ટોડામ દોડી

કરે રાજા રાજા બાબજી બુમ પાડી ઉઠયા. ઓલા આ હું થયું છે? એક સૈનિક રાજાને કીધુ ખજાનો લુટાયો. રાજા કેય ખજાનો લુટાયો પણખજાનામાં શું નીકળ્યું? સૈનિક કીધુ માખીઓ.

રાજાએ હુકમ આપ્યો જાઓ ખજાનાના માલીકને પકડી લાવો. સૈનિકો આમ દોડે તેમ દોડે પણ બળવોની જયળો. સેનાપતીએ સૈનિકો લઇને બળવાની પગલીએ પગલીએ દોડયા.

સૈનિકો ગયા એતરે બળવો રાજાને જઇને મળ્યો. રાજા દેખતા ગુશે થી જ્યા પણ બળવો તેની છેતરામણીની વાત કરી. એટલે રાજા તેને એક ઓરડીમે બેસાડયો. થોડીવારમે સેનાપતી આવ્યોને રાજાને કિધુ, રાજાબાબજી ખજાનાનો માલીકની પગલીએ પગલીએ હમુ તેને ઘેર જી આવ્યા પણ ની મળ્યો.

તમો કેવી રીતે ખબર કે ઘેર ગયો ! રાજાએ પુછ્યું?

અમે તેના અહીથી ગયેલા પગલે પગલે જ્યા સેનાપતિએ કહ્યું.

રાજા હુકમ આયપો દરબારીઓ અને આપણા રાજાના વડવાઓને દરબારમાં બોલાવોને ખજાનાની વાત મારે સાંભળવી શે. થોડીવારમે દરબાર હોલ ખીંચો ખીચ ભરાયો.

રાજાબાબજી બોયલો, સેનાપતી તમે બળવાને પકડવા જ્યા તે નખે નખની વાત બધાનો કો, એટલે સેનાપતી બધી વાત કરી.

રાજા પુછ્યું : તમે છેતરાયા હોય તેવું લાગે શે? સેનાપતી : હમું કેકમ છેતરાયે પગલે પગલે જ્યા.

રાજા કેય એ પગલા જ તમોને છેતયરા છે. સેનાપતી : કેકમ

રાજા : બળવાને બોલાવવાનો હુકમ કર્યો. એતરે બળવો આયવો. સેનાપતી બળવાને દેખીને વિચારતો થઇ ગયો.

પછી બળવો બોલ્યો, મારી મોજડીના તળીયાની સોલો ઉંધી બેસાડેલી છે. એતરે જે વાટે મે આવેલો તે પગલા સૈનિકોને મારા ગયાના લાયગા એતરે સૈનિકો મારે ઘેર જીન આયવાને મે તો ઓનો ઓદ સે.

પછી બધા રાજાબાબજી બોલ્યા આ રાજ મે હજુ પણ બુધ્ધીવાળા આદમી શે. એતરે મને ઘણો આનંદ શે. અને આ રાજમે મારા સામે અને મારા જ માણસો રાજમાં ભેટ આપવા માટે બળવો ખજાનો લાવ્યો હુતો તે ખજાનો લુટાયો. એ વાતનું મને ઘણું દુઃખ થયું.

કારોબારી એકબીજાને દેખીને થર થર ધ્રુજવા લાગ્યા. રાજા કહ્યું. બળવાને ઇનોમ આલવુ શેને. ચોરોને સજા કરવી છે. પહેલા ચોરને હું ફાસીએ લટકાવતા પણ અટકવાનો નીમે.

•

# ગીત

## યાદ આવે સે

જુના એ દાહડાના દિવસો ની યાદ હવળે આવે સે.
હમુ વગડાના રાજા હુતા. તે યાદ હવળે આવે સે.
જુનલા દાહડામેં હમું બનાવલો વગડો યાદ આવે સે.
જુનલા દાહડામેં હમું ઝાળું-બીડઆવે સે.
જુનલા ઝાડુ હમારા આજ યાદ હવળે આવે સે.
જુનલા ચપરોટા યાદ આવે સે!
હમુ દેવ-દેવોના સ્થોન કો યાદ આજ આવે સે.
હમું વગડામે ફીરતેલા તે યાદ આજ આવે સે.
હમારી એ ધરતી માડી વગડો આજ યાદ આવે સે.
હમારી એ ધરતી માડી અનાજ આલે સે.
હમારી એ ધરતી માડી અન વગડો છોડાવે સે.
જુનલા એ દાહડાની યાદ આજ આવે સે.
હમુ જુનલા દાહાડાને ની ભુલીએ,
હમને ભુલાવવા મેં આવે તો હમું રખળીને રેહું,
હમારા એ વગડાને ભુલાવે એ હમુ ભૂલીએ ની.
હમારો એ વગડાનો હક હમારો રેવો જોએ સે.
જુનલા એ દાહડાના દિવસે ની યાદ હવળે આવે સે.

નારણ રાઠવા, તેજગઢ

## ઇયું આપેણું રાજ સે,કી તાહરુલા સરકાર

ઇયુ આપેણું રાજ સે કી કોઇનું લા સરકાર (૨)
આમ્હું પેઢીયું પુરાણા (૨)
આમ્હું હી આદિવાસી કહવાયલા સરકાર,
ઇયું આપેલું.....
આમ્હું જંગેલના જોડી (૨)
ધરતી જંગેલને આમ્હેરી માંયેલા સરકાર,
ઇયું આપેલું.....
જંગેલ આમ્હું હી ઓળખે (૨)
તું જંગેલ વાઢી ખાધુલા સરકાર,
ઇયું આપેણું.....
તાહરું જંગેલ ખાતુ (૨)
કુહાડે કુહાડે જંગલ ખાયું-જ્યું લા સરકાર,
ઇયું આપેણું.....
તન્હે જમીને જોવે (૨)
તું જંગલ ખાય જ્યો ને જમીન માંગેલા સરકાર,
ઇયું આપેણું.....
તું તે કાયદા બણાવે (૨)
તાહરા કાયદા જાણે મશીનની પેદાશ, લા સરકાર,
ઇયું આપેણું.....
તુ હી આમ્હેરો ગીણ્યો (૨)
તુ તે વચેટચો નીકળ્યો અંગરેજનો સરકાર,
ઇયું આપેણું.....
તુ જમીને માંગે (૨)
આમ્હું બીરસાની વાટે ચાલ્હુ લા સરકાર,
ઇયું આપેણું.....

કરુ રાજની વાત (૨)
ઇયું આપેણું રાજ સેકી તાહરુલા સરકાર,
ઇયું આપેણું.....

અર્જુન રાઠવા, નાની સઢલી

## આદિવાસી ગીત

તાડ રે મહુડાનું ઝાડ
ઝાંપે મરઘા બોલે રે
લાગે રે બચપણની યાદ
ઝાંપે કુકડા બોલે રે
લાગી રે વગડાની રેડ
ઝાંપે ગાયો બોલે રે
છોડું રે મહુડાના ઝાડ
ઝાંપે પોપટ બોલે રે
છોડુ રે તાડ ના ઝાડ
ઝાંપે બુટીઓ (ખિસકોલી) બોલે રે
લાગી રે વગડાની રેડ
ઝાંપે મોરો બોલે રે
લાગી રે બચપણની યાદ
ઝાંપે ગાયો બોલે રે,
ઉંચા રે મહુડાના ઝાડ
માયા કેમ છોડું રે
અવલ રે વગડાના વાયરા
વાયળાની માયા કેમ છોડુ રે
લાગી રે વગડાની ધરતીની માયા
માડી માયા કેમ છૂટશે રે લોલ
બોલે રે આદિવાસી ભાઇ
વગડો કેમ છૂટશે રે લોલ

નારણ રાઠવા, હરદાસપુર

## ઓળખો

વગડાના ભાઇબંધ હમું
વગડાના છોરા હમું
ઓળખો હમુને
વગડામેંથી ખબેર કરવા આયવા હમું,
આદિવાસી વિસ્તારોમેં મોટલો પોકાર આયવો સે,
કે હમારી ભોય આદિવાસી ભાઇઓ-બુનો લીલી ઘી.
હમું કોઇની ભોંય ની લીઘી,
હમુ હજારો વરહોથી રેવાવાળા સે.
હમું વગડાના ભાઇબંધ સે,
હમું વગડાના છોરા સે.
તે આજે કો તમારી ભોંય થીજી, જરીક વિચાર કરો કે
વગડામેં કોન લોંગુ રેય સે,
પછેન કોં કે હમારી ભોંય સે.
કોંથી આયવા હમારી ભોંય કેવાવાળા,
હમું વગડાના ભાઇબંધ સે,
હમું વગડાના છોરા સે.

નારણ રાઠવા, હરદાસપુર

## ખેતરોની તૈયારી

આયવા વરહાદના દા'ડા લા મેઘજી
ખેતરની તીયારી કરવા રે લોલ
જેઠ મંડાયોને ખેતરો સફાઇ કરવાલા મેઘજી
ખેતરની તિયારી કરવા રે લોલ
ખેતરનો ઠુંઠો ગોડીને ચોખું કરવાલા મેઘજી
ખેતર ખેડીને સમાર દિધો રે લોલ
રૂપિયા નથીને બિયારણ નથીલા મેઘજી
બિયારણ કેમ કરી લાવું રે લોલ
ખાતર નીમે ને પૈહા નીમેલા મેઘજી

ખાતર કેમ કરીક લાવું રે લોલ
બચેત ની કરીલા મેઘજી
પૈહા કોંથી લાવું રે લોલ
બચેત મંડળી કરીક ભાડુલા મેઘજી
અગિયાર સભ્યની મંડળી બનાવી રે લોલ
બચેત મંડળી ખોલી બચત કરવુલા મેઘજી
મંડળીને પૈહા ભેગા થાયુ રે લોલ
પૈહા ભેગા કરીયું લા મેઘજી
ખાતર-બિયારણ લાયો રે લોલ
આયવા વરહાદના દો'ડા લા મેઘજી
ખેતરની તિયારી કરવો રે લોલ

અંબુભાઈ રાઠવા, સિમલ ફળિયા

•

## આદિવાસીનું ક્રાંતિકારી ગીત

અમું જંગલમે રેવાવાળા આદિવાસી રે (૨)
મે તો (તલાટી) આવયા કરેને પૈહા માગ્યાકરે(૨)
અમે પાંચ્યુ હો ની આલવાવાળા આદિવાસી.
અમું જંગલમે રેવાવાળા આદિવાસી રે (૨)
ધગડા આવ્યા કરે ને કુકડી મોગ્યા કરે (૨)
અમું પિછડું હોની આલવાવાળા આદિવાસી રે(૨)
અમું જંગલમે રેવાવાળા આદિવાસી રે.....
વનકટી આવ્યાકરેને જમીન(ભોંય)માગ્યાકરે(૨)
અમું ઢેકું હો ની આલવાવાળા આદિવાસી રે (૨)

વિરેશ રાઠવા, સિંહાદા

•

## આમ્હું જંગેલમાં રહવાવાળા

આમ્હું જંગેલમાં રહવાવાળા લા સરકાર,
આમ્હું જંગેલના જોડીવાળા રે લોલ
આમ્હું એકમેકના જોડીવાળા લા સરકાર,
આમ્હું જંગેલના જોડીવાળા રે લોલ
તુ જંગલ વાઢયું ને આમ્હુ મરજે લા સરકાર,
આમ્હું જંગેલના જોડીવાળા રે લોલ
ધરતી જંગલને આમ્હરી માંયે લા સરકાર,
આમ્હું જંગેલના જોડીવાળા રે લોલ
તું તે માતા ધરતી પર નજર બગાડી લા
સરકાર, આમ્હું જંગેલના જોડીવાળા રે લોલ
તાહરી દાનતે આપણું હી ભારી પડહેલા
સરકાર, આમ્હું જંગેલના જોડીવાળા રે લોલ
આમ્હું જંગેલમાં રહવાવાળા લા સરકાર,
આમ્હું જંગેલના જોડીવાળા રે લોલ

અર્જુન રાઠવા, નાની સઢલી

•

## રાઠવા મલકમેં

હમુ રીયે રાઠ મલકમે રે
એતરે હમું રાઠવા કેહવાયા (૨)
જંગલ રાઠ મલકમે રે
ઝાડ-પાન રાઠ મલકમેં રે
એતરે હમું રાઠવા કેહવાયા (૨)
કોતળા-કોતળી રાઠવા મલકમે રે
વેળા ગણી ગણતરી કરનારા રે
એતરે હમું રાઠવા કેહવાયા (૨)
હમુ રીયે રાઠ મલકમે રે
એતરે હમું રાઠવા કેહવાયા (૨)
હમુ રીયે રાઠ મલકમે રે
એતરે હમું રાઠવા કેહવાયા (૨)
ગરબ ભાળી વહરાત ની આગાહી કરનારા રે
એતરે હમું રાઠવા કેહવાયા (૨)
આંબા જાય પોણી પળહે
ખેતર ખેડી બિયારૂં રોપીએ
વરાપ થાય કરોળી ફેરવીયે

એતરે હમું રાઠવા કેહવાયા (૨)
દાણા પાકે વાળવાનું વચારીએ
દાતરડું કકરાવીને ઘોણ વાળીયે
એતરે હમું રાઠવા કેહવાયા (૨)
ઘોણ વાળી ખરા ભેગુ કરીએ રે
મહરવા કેતા આવે ગામના લોકો રે
એહલો હમ્પ હમારો રે
એતરે હમું રાઠવા કેહવાયા (૨)
એહલી હમારી રાઠવા જાતિલા ભાઇલા

એતરે હમું રાઠવા કેહવાયા (૨)

સમજૂતિ : કુદરતી વહતુ જે કોઇ એયલી જગા સે. આદિવાસીને લીધે, તીમા આદિવાસી અન કુદરત હંગાથ કેહ્લો ભાવ સે તે લખેલો સે, આહ્યુ ગીત રાઠવા પ્રદેશમે (વિસ્તાર) મે રાઠવા લોકું કેહ્લા કુદરતના છોરા બનીકને કુદરતને પેહ્લેથી હંગાથ રહીકને જીવે સે, એહલું કેય સે, વચારીએ.

**ચીમન રાઠવા**, ઝલોદા

આદિવાસી બોલીઓનું ઢોલ સામયિક ભાષા કેંદ્ર તરફથી પ્રકાશિત કરવામાં આવે છે.
રાઠવી, કુંકણા ડાંગી, દેહવાલી, પાવરી, અહિરાણી, ડુંગરી ભિલી, પંચમહાલી ભિલી, ભાંતુ, ચૌધરી અને ગોરબંજારા
એવી કેટલીયે આદિવાસી ભાષાઓમાં ઢોલ મેગેઝિન પ્રસિદ્ધ કરવામાં આવેલ છે;
અને તેમાંથી કેટલીક ભાષાઓમાં નિયમિત રૂપે પ્રસિદ્ધ થાય છે.
ઢોલની રાઠવી આવૃત્તિના તંત્રી છે પ્રો. સુભાષ ઇશાઇ કે જે છોટાઉદેપુર કોલેજમાં અંગ્રેજીના પ્રાધ્યાપક છે.
તેમને સાથ આપે છે શિક્ષિત આદિવાસી યુવાનો શ્રી નારણભાઇ રાઠવા, શ્રી હેમસિંગભાઇ રાઠવા અને
શ્રી ચેતનભાઇ રાઠવા, જે છોટા ઉદેપુર વિસ્તારમાં સામાજિક સુધારમાં કાર્યરત છે અને
'આત્મનિર્ભરતા એજ વિકાસ'નો સંદેશ ફેલાવી રહ્યા છે.

for social transformation